૪૦૪૨

महाकविराज जयदेवकृत.

# ગીતગોવિંદ મહાકાવ્યનું

ગુજરાતી ભાષાંતર

વૈદ્ય ભટ્ટ કાનજી વિ૦ માધવજી એ

રચીને

સ્વદેશપ્રકાશ છાપખાનામાં

છાપવીને પ્રસિદ્ધ કર્યું.

મુંબઈ



સંવત ૧૯૪૧—સન ૧૮૮૫.

કિંમત રૂ. ૧-૪-૦.

# અર્પણ પત્રિકા.

અખંડ પ્રૌઢપ્રતાપ ગોબ્રાહ્મણ પ્રતિપાલ સ્વર્ગવાસી ઝાલા શ્રી લખુભા સાહેબનાં પરમ પવિત્ર ધર્મ પત્ની બામા સાહેબ શ્રીબાઇ સાહેબ બાની હજુરમાં મુ. ગુંદિયાળા તા૦ વઢવાણ.

આપ ઘણાં દયાળુ ઉદાર અને નિર્મળ અંતઃ-કરણવાળાં તથા ઇશ્વરનેવિષે નિશ્ચલ ભક્તિવાળાંછો અને પરોપકાર બુદ્ધિથી હમેશા વિદ્વાન તથા ગુ-ણવાન લોકોને આશ્રય આપોછો તેમજ મારા ઉપર આપે ઘણીવાર ઉપકાર કરેલછે અને હજી કરોછો અને આ પુસ્તક છપાવવામાં પણ મુને બધી મદદ આપ તરફથીજ મળેલી છે માટે આ ગીત ગોવિંદ મહાકાવ્યનું ગુજરાતી ભાષાંતર કરીને હું નમ્રતા-પૂર્વ્વ આપને અર્પણ કરૂંછું.

લિ. ભટ કાનજી વિ. માધવજી વૈદ્ય

મુ૦ ગોંડળ હાલ મુંબઈ.

વૈદ્યરાજ બાવાભાઇની દવાશાળામાં.

# પ્રસ્તાવના.

---:(૦):---

કવિ અને ચિત્રકાર એ બેમાં પરમેશ્વરે પોતાના અંશ મુકેલા છે, જેથી તેમાં ચમત્કારિ અદ્‌ભુત કલાઓ સ્વાભાવિક ઉત્પન્ન થાયછે. આતું તો સાફ જણાય છે કે જેમાં ઇશ્વરે બક્ષેલી કલા નથી હોતી એવા કવિ તથા ચિત્રકારનું બનાવેલું કાવ્ય, કે ચિત્રને સાંભળનાર અને જોનાર રસિક પુરૂષોના હ્રદયને અસર કરશે નહિં, કવિની સૃષ્ટિ અને ચિત્રકારની સૃષ્ટિ એ બે ઇશ્વરકૃત સૃષ્ટિનાં આદર્શ છે જો કે બન્ને સૃષ્ટિ સરખા દરજ્જાનીછે તોપણ ચિત્રકારની સૃષ્ટિ કરતાં કવિની સૃષ્ટિને કાંઇક ઉત્તમ ગણીએ તો અઘટિત નથી કારણ કે ચિત્રકારની સૃષ્ટિ અચિરસ્થાયિની છે અને કવિની સૃષ્ટિ ચિરસ્થાયિની છે જેમકે કોઇએક ચિત્રકારે ઘણી તજવીજથી સારામાં સારૂં ચિત્ર બનાવ્યું તો તેને ઘણી કાળજીથી સાચવશો તોપણ તેનું આયુષ્ય સો વરસ કે બહુમાં બહુ તો દોડસો અથવા બસેં વરસ સુધીનું અનુમાનથી ગણી સકાયછે, અને તેવુંજ ચિત્ર કદાચિત પાષાણાદિ મજબુત પદાર્થ ઉપર કર્યું હશે તો તેનું આયુષ્ય તેનાથી દશ ગણું ગણી સકાયછે પરંતુ તેપણ દર વરસે ઝાંખુ પડતું માલુમ પડેછે, અને કવિસૃષ્ટિ તો હજારો લાખો વરસ સુધિ એક રૂપમાં રહી સકેછે. જેમ એક વાલ્મીકમુનીનું બનાવેલું રામાયણ માહાકાવ્ય છે તેને લાખો વરસ થયાં હશે તોપણ હજી સુધી વાંચનારાઓના મનમાં તેની સૃષ્ટિ સંકલનાનો ચિતાર આબેહુબ થાય છે. તેમજ વ્યાસમુનીના બનાવેલા પુરાણ મહાભારતાદિ ઐતિહાસિક કાવ્યોને હજારો વરસ થયાં છે તોપણ જ્યારે વાંચશું ત્યારે તેના રસનો આવેશ એવોને એવોજ થશે; વળી જો કે બધી રીતે તો નથી કહી સકતો તોપણ એક રીતે તો ઇશ્વર સૃષ્ટિ કરતાં પણ કવિ સૃષ્ટિ વખાણવા લાયક છે. કેમકે ઈશ્વર સૃષ્ટિ એ ચિત્રકારની સૃષ્ટિની માફક ચલછે અને કવિ સૃષ્ટિ હમેશાં અચલ છે. યુગાંતરમાં થયેલા વાલ્મીક, વ્યાસ વિગેરે માહા મુનીઓનું સામર્થ્ય તો અવર્ણનીયજ છે. તો પણ કલિયુગમાં પ્રાચીન વખતમાં થઇ ગએલા કાલીદાસ, બાણ, ભવભૂતિ, ભોજ, જયદેવ, જગન્નાથ વિગેરે મહાપંડિત કવિઓનાં રચેલાં કાવ્ય વાંચનારાઓને આજ સુધી એક સરખો અદ્‌ભુત આનંદ આપેછે, હવે જુવો કે જેને સર્વે માહા કવિઓએં કવિ ચક્રવર્તી, એવી પદ્વિ આપી છે, એવા સર્વોત્તમ જયદેવ કવિરાજનું બનાવેલું ગીતગોવિંદ મહાકાવ્ય કે જેની અંદર ફકત શ્રી રાધાકૃષ્ણની લીલા વર્ણવેલી છે. પરંતુ તેમાં તેણે શું ખુબી મુકેલીછે કે જેનું વર્ણન મુખથી કહી સકાતું નથી. માટે જે કાવ્યના રસને સમજનારા રસિક લોકો હશે તે વાંચીને પોતાના મનમાં તેનો અનુભવ ગમ્ય આનંદ લેશે. માત્ર

એટલુંજ કહેવાનું જરૂર છે જે **श्लोक अधरस्यमधुरिमाणंकुचकाठिन्यंदृशो श्चतैक्ष्ण्यंच॥कवितायाःपरिपाकंह्यनुभवरसिकोविजानाति ॥१॥** ॥ અર્થ ॥ અધરની મધુરતા, કુચનું કઠિનપણું, દૃષ્ટિની તીક્ષ્ણતા અને કવિતાનો પરિપાક, એ અનુભવ રસિક પુરૂષ જાણે છે. માટે એવિષે વધારે લખવું જરૂર નથી.

આ કાવ્યમાં શ્રી રાધાકૃષ્ણનો શૃંગાર વર્ણવેલોછે. જેથી તેના તાત્પર્યાર્થને ન સમજીને કેટલાએક લોકો તેને શૃંગારી કાવ્યમાં ગણી કાઢેછે. એટલુંજ નહીં પણ ઇશ્વરનેવિષે અઘટિત સભાવના કરેછે પરંતુ એ તેઓની ઘણીજ ભુલછે કારણકે રાધાકૃષ્ણ એ શું વસ્તુછે એ બાબત પ્રથમ સમજવી જોઇએ, રાધાજી વિગેરે ગોપીયો શ્રુતિ રૂપછે અને શ્રીકૃષ્ણ પરમાત્મા પૂર્ણ પુરૂષોત્તમ ઇશ્વરછે માટે શ્રુતિઓની સાથે ઈશ્વરનો અખંડિત વિહાર અહર્નિશ બન્યો રહેછે. આ લોકમાં કેવળ ભક્તજનના અનુગ્રહને માટેજ ઇશ્વરે શરીર ધારણ કરીને પોતાની લીલા બતાવીછે. આ વિશે વધારે લખીએ તો ઘણું લંબાણ થાય માટે સારાંશ આટલોજ સમજવાનોછે જે ઈશ્વરનેવિષે સ્નેહ રાખવો તે કેવો રાખવો અને કેવા સ્નેહથી ઇશ્વર ભક્તને આધીન થાયછે એ બાબત દર્શાવવા માટે આ કાવ્યનો તાત્પર્યાર્થ છે.

આ કવિ પોતાની બાલ્યાવસ્થામાં ગુરૂ પાસેથી પંદર દિવસનું અધ્યયન એકી વખતે ધારણ કરી લેતા જેથી તેનું બીજું નામ પક્ષધર મિશ્ર એવું પડયું છે. શ્રીજગન્નાથ પાસે કિંદુબિલ્વ નામે એક ગામ છે ત્યાં એમનો જન્મ થયો છે. એ મિશ્ર કહેવાય છે માટે જાતે કન્યાકુબ્જ બ્રાહ્મણ હશે, એવું લૌકિક અનુમાન છે. એ કવિરાજ વૈષ્ણવ હતા જેથી તેની સંતમાલિકામાં ગણના કરી છે એ કવિની ગ્રંથાત્મક વાણી ઘણી કોમળ અને મધુર છે તથા શૃંગાર અને કરૂણા રસથી ભરપુર છે. પ્રસન્નરાઘવ નામનું એક સુંદર નાટક એમણે કરેલું છે.તેમાં સાત અંક છે અને તેમાં શૃંગાર, વીર અને કરૂણા એ રસ ઘણા અસરકારક મુક્યા છે. શબ્દાલંકાર અને અર્થાલંકાર. એ એમની વાણીનાં સહજ આભૂષણ છે. કુવલયાનંદ નામનો એક અલંકારનો ગ્રંથ છે તેની મૂળ કારિકા પણ એમનીજ કરેલી છે. એ શિવાય ન્યાયશાસ્ત્રમાં પણ એમના કરેલા કેટલાએક ગ્રંથો છે.

જગન્નાથ ક્ષેત્રમાં કોઇએક અગ્નિહોત્રી બ્રાહ્મણને ત્યાં એક ઘણી રૂપાળી કન્યા હતી તેનું નામ પદ્માવતી હતું. એ કન્યા જગન્નાથજીને અર્પણ કરવી એવો એ બ્રાહ્મણનો વિચાર હતો પરંતુ તેને સ્વપ્નામાં કાંઇક ચમત્કાર મળવા ઉપરથી તેણે પોતાની કન્યાનાં વિધિપૂર્વક લગ્ન કરીને જયદેવને આપી. તે ઘણી પતિ

વ્રતા અને શ્રીકૃષ્ણને વિષે ભક્તિવાળી હતી. એક વખતે એવો બનાવ બન્યો કે જયદેવ કવિ જે રાજના આશ્રિત હતા ત્યાંના રાજાનો બનેવી કોઇ કારણથી મરણ પામ્યો એટલે તેની સ્ત્રી તેને પછવાડે સતી થઇ ત્યારે તેની પ્રસંશાના પ્રસંગમાં પદ્માવતીના મુખમાંથી સહજ રીતે એવું વાક્ય નીકળ્યું કે, જે ક્ષણમાં પતિનું મરણ સાંભળ્યુ તેજ ક્ષણમાં. દેહ છોડવો એ ઉત્તમછે. પતિની સાથે શરીરનો દાહ કરીને પ્રાણ ત્યાગ કરવાની જરૂર નથી. એવું સાંભળતાંજ રાજાની સ્ત્રીના મનમાં દ્વેષ આવવાથી તેણે પદ્માવતીની પરિક્ષા લેવાની તજવીજ કરી. એક દિવસ એવો લાગ આવ્યો કે જયદેવ કવિ કયાંક બાહેર ગામ ગયા હતા ત્યારે પાછળથી એવિ ખોટી વાત ચલાવી જે જયદેવ કવિને જંગલમાં વાઘે મારી નાખ્યા. એ વાત જે ક્ષણે પદ્માવતીના સાંભળવામાં આવી તેજક્ષણે તેના પ્રાણ જતા રહ્યા, પછી જયદેવ ઘેર આવીને વિલાપ કરવા લાગ્યા એટલે રાજાને ખબર પડી. અને કારણ પુછી તજવીજ કરવાથી પોતાની સ્ત્રીનો અપરાધ માલુમ પડયો. તે ઉપરથી રાજા મરવાને તૈયાર થયો ત્યારે જયદેવ પોતાની સ્ત્રીના શબ પાસે બેશીને અષ્ટપદીઓ ગાઇને શ્રીકૃષ્ણની પ્રાર્થના કરી એટલે પદ્માવતીના શરીરમાં પાછા પ્રાણ આવ્યા. એથી કરીને આ ગીતગોવિંદ માહાકાવ્યનો એટલો બધો મહિમા છે જે ફક્ત આનો અર્થ સમજીને પાઠ કરે તોપણ શ્રીકૃષ્ણ પ્રસન્ન થાયછે. ત્યારે જે પ્રેમપૂર્વક વિવિધરાગમાં ગાય અને તેને શ્રીહરિ પ્રસન્ન થાય એમાં શું આશ્ચર્ય.

આમાંની અષ્ટપદીઓ કર્ણાટક દેશના ગવૈયાઓ અનેક રાગમાં ઘણું મનોરંજક ગાયછે. કલિંગ દેશમાં શ્રીકૃષ્ણનો વાર્ષિક મહોત્સવ થાયછે ત્યારે ત્યાં એવો ચાલછે કે ત્યાંના લોકો આ અષ્ટપદીઓ ગાઇને આખી રાત્રી જાગરણ કરેછે.

સર વિલિયમ જોન્સ સાહેબે ઇંગ્રેજીમાં આના દરેક શબ્દનો અર્થ લઇને ઘણું સારૂં ભાષાંતર કરેલુંછે બીજા માહારાષ્ટ્ર તથા હિંદિ ભાષામાં પણ આનાં ભાષાંતર થયાંછે પરંતુ ગુજરાતી ભાષામાં કોઇએ કર્યું હોય એવું આજ સુધી મારા સાંભળવામાં નથી જેથી ફકત ગુજરાતી ભાષા માત્ર જાણનાર સ્વદેશીયોને આ અદ્ભુત ચમત્કારિક કાવ્યનો અર્થ સમજી સકાય એટલા વાસ્તે વઢવાણ તાબે ગુંદીયાલાના દરબાર સાહેબ સ્વર્ગવાસી ઝાલા શ્રીલક્ષુભાનાં ધર્મપત્નિ શ્રીબાઇસાહેબબાનાં પરોપકારી પ્રેરણાથી મેં આનુ ગુજરાતી ભાષાંતર કર્યુંછે—આ ભાષાંતર સર્વને ઉપયોગી થશે કે કેમ અને તેની અર્થ સંગતી યથાશાસ્ત્ર મર્યાદાનું સાર થએલીછે કે કેમ એ બાબતનો નિશ્ચય કરવાસારૂં શ્રીમદ્વલ્લભ કુળભુષણ ગોસ્વામી ચિ૦ શ્રી લાલમણિજી સુત ચિ૦ શ્રીવિઠ્ઠલરાયજી માહારાજને પ્રથમ નિવેદન કરીને પછી તેઓ શ્રીની

ખાત્રીપૂર્વક તથા પ્રેમપૂર્વક આજ્ઞાથી મેં આ પુસ્તક છપાવ્યુંછે માટે હું નિઃશંકતાથી ઊમેદ રાખુંછું જે સઘળા વૈષ્ણવ લોકો તથા રસિક લોકો ખુશી થઇ આ ગ્રંથનો અંગીકાર કરીને મારો પરિશ્રમ સફળ કરશે. તથાસ્તુ ॥

પરમ કૃપાલુ ગુરૂવર્ય કેવલરામ લીલાધર ગોંડલ સંગ્રામજી સંસ્કૃત પાઠશાળાના શાસ્ત્રીજીની કૃપાથી મેંઆ ગ્રંથનું ભાષાંતર પ્રથમજ કરેલું છે. માટે ભાષાના નિયમમાં કાંઇ ભુલ થઇ હોય તો વિદ્વાનો પાસે માફ માગું છું.

ભાઇ શ્રીલાધારામ વાઘજી ગોંડલ એમણે પ્રુફ શોધવામાં મને કેટલીએક મદદ આપીછે.

---

આ પુસ્તક બાહેર પાડવામાં મદદગાર થયેલા મારા પરમ મિત્રોનાં નામાક્ષર રત્નોનો આ જગોએ સંગ્રહ કરૂં છું.

રા રા. વૈદરાજ બાલાશંકર વિ૦ વિજયશંકર ઉર્ફે બાવાભાઇ...જા૦–મુંબઇ.
રા. રા વૈદરાજ ગિરિજાશંકર વિ૦ વિજયશંકર ઉર્ફે બાવાભાઇ. જા૦–પાલીટાણા
રા. રા. વૈદરાજ કૃપાશંકર વિ૦ હરજીવન ... ... ...જામનગર—મુંબઇ.
રા. રા. જાદવરામ વિ. હેમતરામ ગુંદીયાળાના કારભારી ...જામનગર–વઢવાણ.
રા. રા. બાવા વિ૦ જીવરામ પોરબંદર ટયુટર ...ગોંડલ–રાજકોટ કાલેજ.
રા. રા. કવીશ્વર રવિરાજ હમલભાઇ ... ... ... મુલી—લીંમડી.
રા. રા. પ્રાણશંકર લક્ષ્મીશંકર ... ... ...જામનગર – પાલીતાણા.
રા રા. ભટ હરજીવન શિવશંકર ... ... ... ... ધ્રોલ—મુંબઇ.
રા. રા જટાશંકર નરસીભાઇ દવે ... ... ... ... ... રાજકોટ.
શેઠ નાનાલાલ નરભેરામ મુનશી ... ... ... ... સુરત—મુંબઇ.
શેઠ દયાળ મુળજી... ... ... ... ... ... ... ... મુંબઇ.
વૈદ્ય જટાશંકર નાગજી લીંબડીવાળા ... ... ... ... મુંબઇ.
શુક્લ ભાઇશંકર જમજીવન ... ... ... ... ... ...લીંમડી.
વેદમૂર્તિ તુલસીરામ, ગંગારામ ... ... ... .. ... ... લીમડી.
સોની દામોદર ખોડીદાસ ... ... ... ... ... ... ...લીંમડી.

આ પુસ્તક નીચે લખેલી જગોએથી રોકડી કીમતે મળશે

વૈદ્યરાજ વિશ્વનાથ બાવા જામનગરવાળા, વૈદ્યરાજ બાવાભાઇને દવાખાને કાલકાદેવી રસ્તે, ટપાલ હાપીસની જમણી બાજુમાં તથા તેજ દવાખાનાની શાખા નં૦ ૧ ખાંડબજારમાં દયાલ જેરાજના માળામાં ખુદ ભાષાંતર કર્તા વૈદ્ય કાનજી વિ૦ માધવજી પાસેથી મળશે અને રાજકોટ રૂદ્રપ્રસાદ ઔષધ શાળામાંથી પણ માસ્તર બાવા જીવરામ પોરબંદર ટયુટર મારફત મળશે. શીવાય ઉપર લખેલા મિત્રો પાસેથી પણ મળશે.

આ પુસ્તકમાં જે નામદારો તથા સદ્ગ્રહસ્થોએ આગળથી ગ્રાહક થઇને મદદ આપી છે તેઓનાં શુભ નામનો આંહીં સંગ્રહ કરીને પુસ્તકને સુશોભિત કરૂં છું.

| પ્રત. | નામ. | ગામ. |
|---|---|---|
| ૧૦ | પરમ કૃપાળુ બાબાસાહેબ શ્રીમોંઘીબા સાહેબ. | ગોંડલ. |
| | રાજકુમારો | |
| ૫ | મહારાજા શાહુ છત્રપતિ... ... | ...કોલ્હાપુર. |
| ૫ | કુમારશ્રી અજીતસિંહજી ... ... | ...ધ્રાંગધરા. |
| ૩ | કુમારશ્રી મુળુવાળા ... ... ... | ...જેતપુર. |
| ૨ | કુમારશ્રી ભાવસિંહજી ... ... ... | ...ભાવનગર. |
| ૨ | કુમારશ્રી રામસિંહજી ... ... ... | ...નાંદોદ. |
| ૨ | કુમારશ્રી કીરતસિંહજી... .... ... | ...નાંદોદ. |
| ૨ | કુમારશ્રી અમરસિંહજી. ... ... | ...વાકાનેર. |
| ૨ | કુમારશ્રી શિવસિંહજી. ... ... | ...મુંડેટી. |
| ૨ | કુમારશ્રી તખ્તસિંહજી. ... ... | ...વાસણા. |
| ૨ | કુમારશ્રી ગંભીરસિંહજી. ... ... | ...પેથાપૂર. |
| ૨ | કુમારશ્રી નરસિંહજી ... ... ... | ...નાંદોદ. |
| ૨ | કુમારશ્રી દિગવિજયસિંહજી ... ... | ...નાંદોદ |
| ૨ | કુમારશ્રી કાળુભા ... ... ... | ...મીણાપુર |
| ૨ | કુમારશ્રી બાળુભા તથા ભાવુભા ... ... | ...ગોંડલ |
| ૨ | કુમારશ્રી સુરસિંહજી ... ... ... | ...ભીતેલીયા |
| ૨ | કુમારશ્રી વિજયસિંહજી ... ... | ...પોરબંદર. |
| ૨ | કુમારશ્રી બાવાવાળા ... ... ... | ...વડીયા |
| ૨ | કુમારશ્રી મુળવાજી ... ... ... | ...કોટડા |
| ૨ | કુમારશ્રી હમીરસિંહજી તથા જેઠીજી ... | ...વીરપુર |
| ૨ | કુમારશ્રી અખેરાજજી ... ... ... | ...વળા |
| ૨ | કુમારશ્રી રાણીંગખાચર... ... ... | ...જસદણ |
| ૨ | કુમારશ્રી ગીગાવાળા ... ... ... | ...બગસરા |
| ૨ | કુમારશ્રી તખ્તસિંહજી ... ... | ...માણસા |
| ૨ | કુમારશ્રી સુરસિંહજી... ... ... | ...લાઠી |
| ૧ | કુમારશ્રી વિજયસિંહજી ... ... | ...લાઠી. |

૧ કુમારશ્રી રાગકોર્ડાસા ... ... ... ...ડેડાણ.
૧ કુમારશ્રી દાનસિંહજી ... ... ... ...લાખણકા.
૧ કુમારશ્રી લખુભા ... ... ... ...જામનગર
૧ કુમારશ્રી દીપસિંહજી ... ... ... ...ગવરીદડ.
૧ કુમારશ્રી રાણિંગવાળા ... ... ... ...મેંદરડા.

## ગૃહસ્થો.

૨ શેઠ દયાળ મુળજી ... ... ... ...મુંબઇ.
૨ શેઠ નાનાલાલ નરભેરામ—મુનશી ... ... ,,
૨ નારાયણદાસ રામદાસ ... ... ... ... ,,
૧ શેઠ લાલમલ મોટુમલ. ... ... ... ,,
૧ શેઠ કરસનદાસ મુળજી. ... ... ... ,,
૧ શેઠ ત્રિભુવનદાસ આણંદજી ... ... ... ,,
૧ શેઠ હેમરાજ નારાયણજી... ... ... ... ,,
૧ શેઠ રંગીલદાસ હરીલાલ... ... ... ... ,,
૧ ઠકર મોનજી મેઘજી ... ... ... ... ,,
૧ શા. છોટાલાલ પ્રાણલાલ... ... ... ... ,,
૧ ઠા. હરીદાસ જેરામ ... ... ... ... ,,
૧ ઠા. રતનશી લાલજી ... ... ... ... ,,
૧ શેઠ વેલજી વિશરામ ... ... ... ... ,,
૧ ઠાકર દેવકરશન અંબારામ ... ... ...ગોંડલ
૧ કસારા મુળચંદ માવજી... ... ... ...ગોંડલ
૧ સોની દામોદર ખોડીદાસ... ... ... ...સાંબડી

---

॥ श्री ॥

॥ શ્રીગણેશાય નમઃ ॥

# अथ श्रीगीतगोविंद महाकाव्य भाषांतर.

———:o:———

અથ શ્રી રાધાકૃષ્ણે એકાંતનેવિષે કરેલી ક્રીડાના વર્ણનમય શ્રીગીતગોવિંદ નામના પ્રબંધને રચનાર અને તેમાં શ્રી રાધાકૃષ્ણનું સર્વોત્તમપણું માનનાર શ્રી જયદેવ નામના કવિરાજ, તમાલ વનના અંધારાના સમૂહમય કુંજગૃહથી બાહેર ગયેલાં શ્રી રાધાકૃષ્ણને તેજ કુંજગૃહની અંદર પ્રવેશ કરવાને માટે કહેલું શ્રી રાધાજીની સખીનું વચન સંભારતાં; તેવાજ રૂપમાં મંગળાચરણ કરે છે. કારણ કે તેજ વર્ણનમય આ પ્રબંધ છે માટે મંગલરૂપજ છે.

**॥ श्लोक ॥ मेघैर्मेदुरमंबरंवनभुवःश्यामास्तमालद्रुमैर्नक्तंभीरुर यत्वमेवतदिमंराधेगृहंप्रापय ॥ इत्थंनंदनिदेशतश्चलितयोःप्रत्यध्व कुंजद्रुमंराधामाधवयोर्जयंतियमुनाकूलेरहःकेलयः ॥१॥**

**અર્થ**–હે સખિ રાધિકા! આગલી રાત્રિમાં તમને તજીને બીજી સ્ત્રિયો-ની સાથે નૃત્યવિહારકરવાથી ભીરૂ, એટલે તમે જેના ઉપર બહુ નાયિકાના પતિપણાનો આરોપ મુકેલો છે જેથી શંકિત થયેલા આ કૃષ્ણને તમેજ કુંજગૃહમાં લઇ જાઓ અથવા त्वमेवगृहंप्रापय એટલે તમેજ આને ગૃહસ્થ કરો અર્થાત્ તમેજ આની સ્ત્રી થાઓ કહ્યું છે જે, नगृहंगृहमित्याहुर्गृहिणीगृहमुच्यते રહેવા માટે જે ઘર છે તેજ ઘર એમ કહેવાતું નથી, સ્ત્રી છે તેજ ઘર કહેવાય છે, (એથી સખીએ નર્મોક્તિપૂર્વક આશિષની સૂચના કરી) તમે કહેશો જે આ અજવાળી રાત્રિમાં હું કુળવાનની પુત્રી કેવી રીતે આને કુંજ ગૃહમાં લઇ જઇ શકું. (એવી શંકા થતી હોય તો જુઓ) વાદળાંઓથી આકાશ ઘાડું થઇ ઢંકાઇ ગયું છે તમાલનાં વૃક્ષોથી વનની ભૂમિ શ્યામ થઇ ગયેલી છે. ચંદ્ર અસ્ત થવાનો વખત છે જેથી રાત્રિ પણ અંધારી છે, ચો-

તરફથી અંધારાનો પ્રવેશ થવાથી તમને કોઇ પણ જોઇ શકશે નહી, એટલે કાંઇ પણ શંકા ન કરવી. એવી રીતે ખુશીને ઉપજાવનારી સખીની આજ્ઞાથી ચાલેલાં રાધા અને માધવ તેમની યમુનાજીના કાંઠાઉપર કુંજગૃહમાં થયેલી એકાંતની ક્રીડા જય પામે છે.

આવી રીતે સમગ્ર ગ્રંથના વર્ણનમય મંગલાચરણની ગર્ભિત સૂચના કરતાં ઉપરથી શ્રી નંદરાયજીનું શ્રી રાધાજી પ્રત્યે કહેવું બતાવે છે કે, વાદળાંઓથી આકાશ ઘાટું થઇ ગયું છે. તમાલનાં વૃક્ષોથી વનની ભૂમિ શ્યામ થઇ ગયેલી છે. રાત્રિ અંધારી છે અને આ કૃષ્ણ પણ બીરૂ છે એટલે એકલો જઇ શકતો નથી, માટે હે રાધા! તુંજ આને ઘર સુધી પોચાડી આવ્ય. એવી નંદરાયજીની આજ્ઞાથી ચાલેલાં રાધા અને માધવની શ્રીયમુનાજીને કાંઠે દરેક કુંજવાળા વૃક્ષોની નીચે થયેલી એકાંતની ક્રીડા જય પામે છે. આ ઠેકાણે જયંતિ એ શબ્દ આશિર્વાદાત્મક છે અને તેણેકરીને નમસ્કારનો પણ આક્ષેપ થાય છે. શ્રી રાધામાધવની એકાંત ક્રીડા. એ આ ગ્રંથમાં પ્રતિપાદ્ય વસ્તુનો નિર્દેશ કરેલો છે. એવી રીતે ત્રણ પક્ષેકરીને ગ્રંથનું મહાકાવ્યોમાં મુખ્યત્વ થાય છે, જેમકે કાવ્યાદર્શમાં કહ્યું છે જે. **सर्गबंधोमहाकाव्यमुच्यते तस्यलक्षणं ॥ आशीर्नमस्क्रियावस्तुनिर्देशोवापितन्मुखं ॥** જેમાં સર્ગબંધ હોય તે મહાકાવ્ય કહેવાય છે, અને આશીર્વાદ, નમસ્કાર અને વસ્તુનિર્દેશ એ જેના આરંભમાં હોય છે તે તેનું લક્ષણ કહેવાય છે. ॥૨॥

એવી રીતે પ્રથમ શ્લોકમાં મંગળાચરણદ્વારાએ સૂચવેલી ક્રીડાની સ્ફુરણાથી પ્રાપ્ત થયેલા આનંદમાં અંતઃકરણ મગ્ન હોવાને લીધે દયાલુ, અને આધુનિક ભક્તજનને પરવશ થયેલા કવિરાજ, ક્રીડાને પ્રકટ કરવા સારૂ પ્રબંધનું અનુસંધાન કરતાં અને તેમાં પોતાના સામર્થ્યનું પ્રયોજન બતાવતાં *સ્વનામ ગ્રહણપૂર્વક પ્રતિજ્ઞા લેછે.

**वाग्देवताचरितचित्रितचित्तसद्मापद्मावतीचरणचारणचक्रवर्ती ॥**
**श्रीवासुदेवरतिकेलिकथासमेतमेतंकरोतिजयदेवकविःप्रबंधं ॥२॥**

અર્થ—જેનું ચિત્તરૂપી ઘર સરસ્વતીનાં ચરિત્રોએ કરીને ચિત્રિત છે. અને જે પદ્માવતી નામની પોતાની સ્રીના ચરણનું સેવન કરવામાં સર્વથી શ્રેષ્ઠ છે એવા જયદેવ કવિ, શ્રીવાસુદેવની રતિ ક્રીડાની કથાસહિત આ પ્રબંધ કરેછે. (અથવા) **वाग्देवता** એટલે વર્ણન કરવાને પ્રાપ્ત થયેલી પોતાની ક્રીડામય વાણીની અધિષ્ઠાતૃ દેવતા; **श्रीकृष्ण** તેનાં ચરિત્રોએકરીને જેનું ચિત્તરૂપી ઘર ચિત્રિત છે, અને **पद्मावती** એટલે પદ્મ જેના હાથમાં છે.

એવાં શ્રીરાધાજીના ચરણકમળનેવિષે નૃત્ય કરવામાં જે સર્વથી શ્રેષ્ઠછે એવા જયદેવ કવિ, શ્રીવાસુદેવની રતિક્રીડાની કથા સહિત આ પ્રબંધ કરે છે. આથીકરીને પોતાની માનસિક વૃત્તિ શ્રીકૃષ્ણનેવિષે તત્પર છે. અને કાયિક વૃત્તિ શ્રીરાધાજીને વિષે તત્પર છે. એમ જણાવે છે ને તેણેકરીને તે ગ્રંથ કરવામાં પોતાની યોગ્યતા બતાવે છે. ॥ ૨ ॥

એવી રીતે ગ્રંથ કરવામાં પોતાની યોગ્યતા દર્શાવીને પોતાની પ્રતિજ્ઞાનું પ્રયોજન સિદ્ધ થયું એટલે હવે અધિકારી જાણવાની જરૂર છે. કદાચિત્ હૃદયને વિનોદ ન કરાવવાથી મંદપુરૂષો આ ગ્રંથમાં શ્રદ્ધા ન રાખે તો તેવા અધિકારીઓનો વિચાર કરતાં અધિકારીઓનેજ કહે છે.

**यदिहरिस्मरणेसरसंमनोयदिविलासकलासुकुतूहलं ॥ मधुर कोमलकांतपदावलिंशृणुतदाजयदेवसरस्वतीं ॥ ३ ॥**

**અર્થ**—હરિના સ્મરણ કરવામાં જો તારૂં મન રસવાળું હોય અને રાસ કુંજાદિ લીલાની ચાતુરી તથા મનને હરનારી ચેષ્ટાઓનેવિષે જો તારૂં મન આશ્ચર્યવાળું હોય તો મધુર, કોમલ અને મનોહર એવાં પદની જેમાં પંક્તિછે એવી જયદેવની વાણી સાંભળ, નહી તો નહી. આંહી એકવચનેકરીને નીરસ અધિકારીને બેદરકારપણું સૂચવે છે. અધિકારીઓમાં પણ કેટલાએક તો ફકત સ્મરણ માત્રમાંજ રાજી રહે છે, અને કેટલાએક રાસકુંજાદિ લીલાને જોવાથીજ રાજી થાય છે. માટે આ ઠેકાણે કવિએ બંને પ્રકારના અધિકારીઓનું એકવચનેકરીને ઉપાદાન કરેલું છે. ॥ ૩॥ ( એટલાં પદ્યોએકરીને સંબંધ અભિધેય પ્રયોજન અને અધિકારી એ બતાવ્યાં હવે બીજાનાં કાવ્યો કરતાં પોતાના કાવ્યની પ્રૌઢી બતાવે છે.

**वाचःपल्लवयत्युमापतिधरःसंदर्भशुद्धिंगिरांजानीतेजयदेव एवशरणःश्लाघ्योदुरूहद्रुते ॥ शृंगारोत्तरसत्प्रमेयरचनैराचार्य गोवर्धनस्पर्धीकोपिनाविश्रुतः श्रुतिधरोधोयीकविक्ष्मापतिः ॥४॥**

**અર્થ**—ઉમાપતિધર નામના કવિ ફકત વાણીનોજ વિસ્તાર કરી જાણે છે, માત્ર વાણીને કાવ્યના ગુણથી યુક્ત કરે છે અર્થાત્ એમાં પણ પલ્લવગ્રાહી દોષ છે. શરણ નામના કવિ દુર્બોધ કાવ્યની શીઘ્ર રચના કરવામાં વખાણવા લાયક છે પણ તેમાં પ્રાસાદાદિક ગુણ આવતો નથી. જેમાં શૃંગાર રસ શ્રેષ્ઠ છે એવા નાયક નાયિકાનાં વર્ણનમય રચના કરવામાં આચાર્ય ગોવર્ધન નામના કવિની સ્પર્ધા કરનાર કોઇ પણ સાંભળ્યો નથી તોપણ તે

બીજા રસોનું આબેહુબ વર્ણન કરી શકતા નથી. ધોયી નામના કવિરાજ એક-વાર સાંભળવાથીજ ગ્રંથાદિનું ધારણ કરવામાં પ્રસિદ્ધ છે પણ તે પોતે કાવ્ય કરી શકતા નથી. અને ગુણાલંકારયુક્ત વાણીના પ્રબંધનીશુદ્ધિને તો જયદેવ કવિજ જાણે છે. કારણ કે કેવલ ભગવતગુણનુંજ વર્ણન કરે છે અથવા કાકુક્તિથી દૈન્યોક્તિ જણાવે છે જે ગુણ અને અલંકારયુક્ત વાણીના પ્રબંધની શુદ્ધિને શું જયદેવ કવિજ જાણે છે. નહી બીજા પણ જાણે છે. જુઓ ઉમાપતિધર કવિ વાણીનો અનેક તરેહથી વિસ્તાર કરી જાણે છે. શરણ કવિ પણ દુર્બોધ કાવ્યની શીઘ્ર રચનામાં વખાણવા લાયક છે. જેમાં શૃંગાર રસ શ્રેષ્ઠ છે એવા નાયક નયિકાનાં વર્ણનમય રચના કરવામાં આચાર્ય ગોવર્ધન કવિની સ્પર્ધા કરનાર કોઇ પણ સાંભળ્યો નથી. ધોયી કવિરાજ પણ એકવાર સાંભળવાથીજ ગ્રંથાદિનું ધારણ કરવામાં પ્રસિદ્ધ છે. એટલે જેની સ્મરણ શક્તિ ઘણીજ છે. જો કે કવિ પોતાની દીનતા બતાવવા સારૂં કાકુક્તિથી અર્થાંતર સૂચવે છે; તોપણ સરસ્વતી તો પહેલા અર્થનેજ પ્રમાણ કરે છે. ॥૪॥

હવે શ્રીરાધાકૃષ્ણની ક્રીડાઓ સર્વોત્કૃષ્ટ છે એમ પ્રતિપાદન કરવા સારૂ પ્રથમ બીભત્સાદિ રસોનું અને શૃંગારરસનું અંગાંગિભાવપણું કલ્પે છે, શૃંગારરસ અંગી છે અને બીજા બીભત્સાદિરસો તેનાં અંગ છે; માટે પ્રથમ બીભત્સાદિ રસોના અધિષ્ઠાતૃદેવતાઓ મત્સ્ય કૂર્મ આદિ અવતારોનું વર્ણન કરીને મુખ્ય અંગી અને ઉજ્વલ એવા શૃંગારરસના અધિષ્ઠાતા અવતારી શ્રીકૃષ્ણનું સર્વ નાયકમાં શિરોમણીપણું પ્રતિપાદન કરતાં એવાજ અભિપ્રાયથી કવિ સર્વ અવતારાત્મક પરમેશ્વરની પ્રાર્થના કરેછે.

# ॥ अष्टपदी ॥

### ॥ मालवगौडरागे रूपकतालेच गीयते ॥

[૧]માલવ ગૌડરાગમાં અને રૂપકતાલમાં ગવાય છે.

**मलयपयोधिजले धृतवानसिवेदं ॥ विहितवहित्रचरित्रमखेदं ॥**

---

૧ માલવરાગનું લક્ષણ. **श्लोक. नितंबिनीचुंबितवक्त्रबिंबः शुकद्युतिः कुंडलवान्प्रमत्तः संगीतशालांप्रविशन्प्रदोषेमालाधरोमालवरागराजः॥१॥**
અર્થ—સ્ત્રિયોયે જેના મુખરૂપી બિંબનુ ચુંબન કરેલુંછે પોપટના જેવી જેની કાંતિછે જેણે કાનમાં કુંડલ ધારણ કરેલાંછે એવો મદોન્મત્ત થયેલો અને પ્રદોષસમયે સંગીત શાલામાં પ્રવેશ કરનાર તથા માળાને ધારણ કરનાર માલવનામનો રાગ, રાગનો રાજા છે.

केशवधृतमीनशरीरजयजगदीशहरे ॥ ध्रु० ॥१॥ क्षितिरतिविपुल तरे तवतिष्ठतिपृष्ठे ॥ धरणिधरणकिणचक्रगरिष्ठे ॥ केशवधृतकच्छप रूपजयजगदीशहरे ॥२॥ वसति दशनशिखरे धरणीतवलग्ना ॥ शशिनिकलंककलेवनिमग्ना ॥ केशवधृतसूकररूपजयजगदीशहरे ॥ ॥ ३ ॥ तवकरकमलवरे नखमद्भुतशृंगं ॥ दलितहिरण्यकशिपुतनु भृंगं॥केशवधृतनरहरिरूपजयजगदीशहरे॥४॥छलयसिविक्रमणेब लिमद्भुतवामन॥ पदनखनीरजनितजनपावन ॥ केशवधृतवामनरू- पजयजगदीशहरे ॥५॥ क्षत्रियरुधिरमयेजगदपगतपापं ॥ स्नपयसि पयसिशमितभवतापं ॥ केशवधृतभृगुपतिरूपजयजगदीशहरे॥६॥ वितरसिदिक्षुरणेदिक्पतिकमनीयं॥ दशमुखमौलिबलिंरमणीयं ॥ केशवधृतरामशरीरजयजगदीशहरे ॥ ७ ॥ वहसिवपुषिविशदेव सनंजलदाभं॥ हलहतिभीतिमिलितयमुनाभं ॥ केशवधृतहलधररूप जयजगदीशहरे ॥ ८ ॥ निंदसियज्ञविधेरहह श्रुतिजातं ॥ सद यहृदयदर्शितपशुघातं केशवधृतबुद्धशरीरजयजगदीशहरे ॥ ९ ॥ म्लेच्छनिवहनिधनेकलयसिकरवालं ॥ धूमकेतुमिवाकिमपिकरालं केशवधृतकल्किशरीरजयजगदीशहरे ॥१०॥ श्रीजयदेवकवेरि दमुदितमुदारं ॥ शृणुसुखदंशुभदंभवसारं केशवधृतदशविधरूप जयजगदीशहरे ॥११॥

**અર્થ**—જેણે [1]મત્સ્યનું શરીર ધારણ કરેલું છે એવા હે કેશવ! પ્રલય વખતમાં સમુદ્રના જળમાં ખેદ ન થાય એવી રીતે પૃથ્વી રૂપી વહાણની રચના કરીને વેદને ધારણ કરનાર તમે છો. માટે હે જગતના ઇશ, હે હરિ, જય પામો. ॥ ૧ ॥ જેણે [2]કચ્છપનું રૂપ ધારણ કરેલું છે એવા હે કેશવ, હમેશાં પૃથ્વીને ધારણ કરવાથી જેમાં ડાઘનાં ચક્રો પડી ગયેલાં છે એવા ઘણા વિસ્તારવાળા તમારા પૃષ્ઠઉપર પૃથ્વી રહેલી છે. માટે જગતના ઇશ, હે હરિ! જય પામો. ॥ ૨ ॥ જેણે [3]વરાહનું રૂપ ધારણ કરેલું છે એવા હે

---

૧ મત્સ્યાવતાર બીભત્સરસના અધિષ્ઠાતાછે. ૨ કૂર્માવતાર અદ્ભુત રસના અધિષ્ઠાતા છે. ૩ વરાહાવતાર ભયાનક રસના અધિષ્ઠાતા છે.

કેશવ! તમારી દાઢના અગ્રભાગમાં પૃથ્વી લાગી રહી છે તે જાણીએ ચંદ્રમાં મગ્ન થયેલી કલંકની કલા શોભતી હોય નહી શું એવી શોભે છે; માટે જગતના ઇશ, હે હરિ! જય પામો. ॥ ૩ ॥ જેણે [4]નૃસિંહનું રૂપ ધારણ કરેલું છે એવા હે કેશવ! તમારા હસ્તકમલમાં નખરૂપી શિખર રહેલું છે જેણેકરીને હિરણ્યકશિપુ નામના દૈત્યના શરીરરૂપી ભમરો ચીરાઇ ગયો છે એવા જગતના ઇશ, હે હરિ! જય પામો. ॥ ૪ ॥ જેણે [5]વામન રૂપ ધારણ કરેલું છે એવા હે કેશવ! અદ્ભુત વામન! તમે ત્રણ પગલાં ભરીને રાજા બલિને છેતર્યો છે, ને તમારા ચરણ નખમાંથી નીકળેલાં ગંગાજી મનુષ્યને પવિત્ર કરેછે એવા જગતના ઇશ, હે હરિ! જય પામો. ॥ ૫ ॥ જેણે [6]ભૃગુપતિ (પરશુરામ) નું રૂપ ધારણ કરેલું છે, એવા હે કેશવ! તમે ક્ષત્રિયોના રૂધિર વાળાં જળમાં જગતને સ્નાન કરાવો છો ને જેથી તેને નિષ્પાપ કરીને સંસારના તાપનું શમન કરો છો એવા જગતના ઇશ, હે હરિ, જય પામો. ॥ ૬ ॥ જેણે [7]રામચંદ્રજીનું શરીર ધારણ કરેલું છે એવા હે કેશવ, તમે રણસંગ્રામમાં દશ દિશાઓમાં દશ દિક્પાલને ઇચ્છિત રાવણનાં દશ માથાંનું સુંદર બલિદાન આપેલુંછે. એવા જગતના ઇશ હે હરિ! જય પામો. ॥૭॥ જેણે [8]બલભદ્રનું શરીર ધારણ કરેલુંછે એવા હે કેશવ! હલના પ્રહારથી ભય પામીને એકઠાં થયેલાં યમુનાજીના જળના સરખો અને મેઘના સરખો જેનો વર્ણ છે એવું શ્યામ વસ્ત્ર તે તમે, તમારા ધોળા શરીરને વિષે ધારણ કરોછો એવા જગતના ઇશ! હેહરિ! જય પામો. ॥૮॥ જેણે [9]બુદ્ધનું શરીર ધારણ કરેલું છે એવા હે કેશવ, જેમાં પશુનો વધ દેખાડેલછે એવી યજ્ઞવિધિની શ્રુતિઓના સમૂહરૂપ વેદની તમે નિંદા કરોછો આશ્ચર્યછે કે વેદ વિધિના પ્રવર્ત્તાવનાર તમે તેજ વેદની નિંદા કરોછો; માટે જેનું હૃદય દયાસહિતછે એવા જગતના ઇશ, હે હરિ! જયપામો ॥ ૯ ॥ જેણે [10]કલ્કી શરીર ધારણ કરેલું છે એવા હે કેશવ! મ્લેચ્છના સમૂહને નાશ કરવા સારૂ તમે ખડ્ગ ધારણ કરેલોછે તે જાણીએ કોઇ એવો ભયંકર ધૂમકેતુ ઊગ્યો હોય નહિં શું એવો દેખાય છે એવા જગતના ઇશ હે હરિ! જય-પામો ॥ ૧૦ ॥ એવી રીતે જેણે દશ પ્રકારનાં રૂપ ધારણ કરેલાં છે. એવા

---

(૪) નરસિંહાવતાર વાત્સલ્ય રસના અધિષ્ટાતા છે. (૫) વામનાવતાર સખ્યરસના અધિષ્ટાતા છે. (૬) પરશુરામાવતાર રૌદ્રરસના અધિષ્ટાતા છે. (૭) રામાવતાર કરૂણારસના અધિષ્ટાતા છે. (૮) બલભદ્ર હાસ્યરસના અધિષ્ટાતા છે. (૯) બુદ્ધાવતાર શાંતરસના અધિષ્ટાતા છે. (૧૦) કલ્કિઅવતાર વીરરસના અધિષ્ટાતા છે.

હે કેશવ. હે જગતના ઇશ હે હરિ! જયપામો. કવિ અધિકારી ભક્તજનને કહે છે કે, જે ઊદાર અને સુખને દેનારૂં તથા કલ્યાણને આપનારૂં અને સંસારમાં સાર રૂપી એવું શ્રીજયદેવનું કહેલું છે તે સાંભળો. ॥ ૧૧ ॥

એવી રીતે પ્રત્યેક અંગ રસના અધિષ્ટાતા અવતારોનું વર્ણન કરીને છેવટે અંગીરસના અધીશ શ્રીકૃષ્ણને દશ અવતાર રૂપ માનીને સ્તુતિ કરે છે.

**वेदानुद्धरतेजगन्निवहतेभूगोलमुद्बिभ्रतेदैत्यान्दारयतेबलिं छलयतेक्षत्रक्षयंकुर्वते ॥ पौलस्त्यंजयतेहलंकलयतेकारुण्यमातन्वते म्लेच्छान्मूर्च्छयतेदशाकृतिकृतेकृष्णायतुभ्यंनमः ॥ १ ॥**

અર્થ—વેદનો ઊદ્ધાર કરનાર, જગતને ધારણ કરનાર, પૃથ્વીના ગોળને દાઢ ઉપર રાખનાર દૈત્યોને ચીરનાર બલિરાજાને છળનાર, ક્ષત્રિયોનો ક્ષય કરનાર, રાવણને જીતનાર, હલને ધારણ કરનાર, દયાનો વિસ્તાર કરનાર, મ્લેચ્છોને મૂર્છા પમાડનાર. એવીરીતે દશ આકૃતિને (અવતારને) ધારણ કરનાર હે શ્રીકૃષ્ણ! તમને નમસ્કાર કરૂં છું ॥૧॥

આથીકરીને શ્રીકૃષ્ણનું સર્વ નાયકનાં શિરોમણિપણાનું પ્રતિપાદન કર્યું હવે ધીરોદાત્તાદિ ચાર પ્રકારના નાયકના ગુણના સમુદાયેકરીને સર્વોત્કર્ષના આવિર્ભાવની પ્રાર્થના કરે છે.

## ॥ अष्टपदी ॥

### ॥ गुर्जरीरागे निःसारुकताले च गीयते ॥

ગુર્જરી રાગ અને નિઃસારૂક તાલમાં ગવાય છે.

श्रितकमलाकुचमंडल धृतकुंडलए ॥ कलितललितवनमाल जय जयदेवहरे ध्रु० ॥ १ ॥ दिनमणिमंडलमंडनभवखंडनए ॥ मुनिजनमानसहंसजय० ॥ २ ॥ कालियविषधरगंजनजनरंजनए ॥

---

ગુર્જરી રાગનું લક્ષણ. **श्लोक. श्यामा सुकेशीमलयद्रुमाणां मृदूल्लसत्पल्लवतल्पयातां ॥ श्रुतःस्वराणांदधतीविभागंतंत्रीमुखादक्षिणगुर्जरीयं॥** અર્થ—જેની સોળ વર્ષની અવસ્થા છે, ચંદનના સુંદર કુંપળિયાની શય્યા તરફ જેની ગતિ છે, જે શ્રુતિયોના સ્વરોનો વિભાગ કરે છે અને વીણા તરફ જેનું મુખ છે એવી સુંદરકેશવાળી દક્ષિણ દેશમાં પ્રસિદ્ધ ગુર્જરી નામની રાગણી છે.

यदुकुलनलिनदिनेशजय० ॥३॥ मधुमुरनरकविनाशनगरुडास
नए ॥ सुरकुलकेलिनिदानजय० ॥४॥ अमलकमलदललोचन
भवमोचनए ॥ त्रिभुवनभुवननिधानजय० ॥५॥ जनकसुताकृत
भूषणजितदूषणए ॥ समरशमितदशकंठजय० ॥६॥ अभिनवज
लधरसुंदरधृतमंदरए ॥ श्रीमुखचंद्रचकोरजय० ॥७॥ तवचरणेप
नितावयमितिभावयए ॥ कुरुकुशलंप्रणतेषुजय० ॥८॥ श्रीजयदेव
कवेरिदंकुरुतेमुदमे ॥ मंगलमुज्वलगीतजयजयदेवहरे ॥९॥

**અર્થ**—જેણે લક્ષ્મીજીના સ્તનમંડળનો આશ્રય કરેલોછે જેણે કાનમાં કુંડળ ધારણ કરેલાં છે, અને કંઠમાં સુંદર વનમાળા ધારણ કરેલી છે; એવા હે દેવ! હે હરિ! તમે જય પામો જય પામો ॥ ૧ ॥ (આ ઠેકાણે હર્ષ પુનરૂક્તિ છે) સૂર્ય મંડળને શોભાવનારા, સંસારનો નાશ કરનારા, મુનિજનોના મનરૂપી સરોવરમાં હંસરૂપી એવા હે દેવ! હે હરિ! જયપામો. ૨ ॥૨॥ કાલિયનાગનો દંડ કરનારા અને નિજજનનું રંજન કરનાર, યદુકુળરૂપી કમલને પ્રકાશિત કરનાર સૂર્ય રૂપી એવાહે દેવ! હે હરિ! જય પામો જય પામો ॥૪॥ નિર્મલ કમલપત્ર સરખાં જેનાં નેત્ર છે એવા અને જન્મ બંધનથી મુકાવનારા, ત્રણ ભુવનની ઊત્પત્તિના કારણ રૂપ એવા હે દેવ! હે હરિ! જય પામો જય પામો ॥ ૫ ॥ જનકની પુત્રી સીતાજીએ જેને શોભાવેલાછે જેણે ખર દૂષણ નામના રાક્ષસ જીતેલાછે, અને રણસંગ્રામમાં રાવણનો નાશ કરેલ છે, એવા હેદેવ! હે હરિ! જયપામો જયપામો ॥ ૬॥ નવીન મેઘ સરખો સુંદર જેનો વર્ણ છે જેણે સમુદ્ર મથન વખતે મંદરાચલ પર્વતને ધારણ કરેલો છે, એવા લક્ષ્મીજીના મુખરૂપી ચંદ્રને વિષે લોભાયેલા ચકોર રૂપી હે દેવ! હે હરિ! જય પામો જય પામો. હે શ્રી કૃષ્ણ! તમે એમ જાણો; કે અમે તમારા ચરણકમળમાં પડયા છઇએ માટે નમ્ર એવા ભક્તજનોનું તમે કુશળ કરો. અને હે દેવ! હે હરિ! જય પામો જય પામો ॥ ૮ ॥ આ શ્રીજયદેવ કવિનું રચેલું મંગળ અને ઉજ્વળ એવું ગીત હર્ષને ઉત્પન્ન કરે છે; હે દેવ! હે હરિ! જય પામો જય પામો ॥ ૯ ॥

એવી રીતે પ્રાર્થના કરીને શ્રીકૃષ્ણનેવિષે સામાન્ય નાયકપણાના ગુણ કહીને હવે વિશેષ નાયકપણાના ગુણ કહેતાં શ્રોતાજનને આશિષ આપે છે:—

पद्मापयोधरतटीपरिरंभलग्नकाश्मीरमुद्रितमुरोमधुसूदनस्य ॥
व्यक्तानुरागमिवखेलदनंगखेदस्वेदांबुपूरमिवपूरयतुप्रियंवः ॥१॥

**અર્થ**— શ્રીરાધાજીના સ્તનના પ્રાંત ભાગનું આલિંગન કરવાથી ચોટી ગયેલા કેશરે કરીને ચિન્હવાળું અને એથીકરીનેજ ક્રીડા કરનાર કામદેવના પરિશ્રમથી થયેલા જલના પ્રવાહવાળું તે અંદર ન સમાતા એવા પ્રિયાના અનુરાગને બાહેર દેખાડતું હોય નહિ શું? એવું સુશોભિત શ્રીમધુસૂદનનું ઉરઃસ્થળ તમારૂં મનોવાંછિત પૂર્ણ કરો ॥ ૮ ॥

હવે રાસક્રીડાના વર્ણનમાં ઉપયોગી નાયકના ગુણ વર્ણન કરવામાં તત્પર અને સર્વ મંગળાચરણના મેલાપે કરીનેજ શ્રીકૃષ્ણનું ઉત્કૃષ્ટપણું પ્રકટ કરીને આરંભમાં કહેલ શ્રીરાધામાધવની એકાંત ક્રીડાના વર્ણનની ઉત્કંઠાએ કરીને જેનું ચિત્ત ઉછળેલું છે એવા શ્રી જયદેવ કવિરાજ, દક્ષિણ, ધૃષ્ટ, અને શઠ એવા નાયકના ગુણ આ જગોએ સંતોષકારક નથી, જેથી શ્રી રાધાજીનેવિષે શ્રીકૃષ્ણનું અનુકૂળ નાયકપણું પ્રતિપાદન કરવા સારૂં [1]( સૂચી કટાહ ન્યાયેંકરીને ) [2]શુકદેવજીની માફક સાધારણ રીતે બીજી સ્ત્રિયોની સાથે શ્રીકૃષ્ણનો વિહાર સંક્ષેપમાં કહીને સમાપ્ત કરવાની ઇચ્છા કરતાથકા અને તેણેકરીનેજ શ્રી રાધાજીનું સર્વોત્કૃષ્ટપણું પ્રકટ કરવા સારૂં આઠ પ્રકારની નાયિકાની અવસ્થાનું વર્ણન કરતાં રતિપોષક વિપ્રલંભ શૃંગારનું વર્ણન કરવા સારૂં પ્રથમ શ્રીરાધાજીની [3]વિરહોત્કંઠિતાવસ્થાનું વર્ણન કરે છે. ॥

---

૧ કોઈ એક લોહારને ત્યાં એક આદમી કડાહ ઘડાવવાને આવ્યો. લોહાર કડાહ ઘડવાનું કામ હાથમાં લેછે તેટલામાં બીજો કોઇ માણસ સોઇ ઘડાવવાને આવ્યો, ત્યારે લોહારે વિચાર્યું જે, જો કે આ કડાહ ઘડાવનાર પેહેલાંથી આવ્યો છે અને સોઇ ઘડાવનાર પછીથી આવ્યો છે, તોપણ કડાહ ઘડતાં ઘણો વખત લાગવાનો છે અને ત્યાંસુધી સોઇ ઘડાવનારને બેસી રહેવું પડશે. માટે સોઇ ઘડવી એ થોડા વખતનું કામ છે તો તેને પ્રથમ ઘડી આપું અને પછી કડાહ ઘડીશ એમ વિચારીને પહેલા કડાહવાળાનું કામ પાછળ રાખ્યું અને બીજા સોઇવાળાનું કામ પ્રથમ કરી આપ્યું તેથી સૂચી કટાહ ન્યાય કહેવાયછે.

૨ એવી રીતે શ્રી શુકદેવજીએ પણ શ્રીમદ્ભાગવતમાં બીજા અવતારોનું વર્ણન સંક્ષેપથી કહ્યું અને પછી છેવટ દશમસ્કંધમાં શ્રીકૃષ્ણાવતારનું વર્ણન વિસ્તારથી કર્યું. તેમજ અહીંપણ કવિ શ્રીકૃષ્ણનો બીજી સ્ત્રિયોની સાથે વિહાર સંક્ષેપમાં કહેછે અને શ્રી રાધાજીની સાથેનો વિહાર વિસ્તારથી કહેછે.

૩ વિરહોત્કંઠિતાનું લક્ષણ उद्दाममन्मथमहाज्वरवेपमानारोमांच

वसंतेवासंतीकुसुमसुकुमारैरवयवैर्भ्रमंतींकांतारेबहुविहितकृष्णानुसरणां ॥ अमंदंकंदर्पज्वरजनितचिंताकुलतयाचलद्बाधांराधांसरसमिदमूचेसहचरी ॥ २ ॥

અર્થ — વસંત ઋતુમાં માધવીલતાના પુષ્પસરખાં સુકુમાર અંગોએ યુક્ત અને કોઇથી પ્રવેશ ન કરી શકાય એવા દુર્ગમવનમાં ફરતાં; અને જેણે ઘણી રીતે શ્રીકૃષ્ણનો શોધ કરેલો છે ને ઘણા કામજ્વરે કરીને થયેલી ચિંતાથી આકુળપણાયે કરીને જેને પીડા શરૂ થયેલી છે. એવાં રાધાજીને તેની ભરોંસાપાત્ર સખી, ઉત્કંઠાને વધારનાર અને રસવાળું આવું વચન કહેછે.

## ॥ अष्टपदी ॥

वसंतरागे यतिताले च गीयते.

[1]વસંત રાગમાં અને યતિ તાલમાં ગવાયછે.

ललितलवंगलतापरिशीलनकोमलमलयसमीरे ॥ मधुकरनिकरकरंबितकोकिलकूजितकुंजकुटीरे ॥ १ ॥ विहरतिहरिरिहसरसवसंते ॥ नृत्यतियुवतिजनेनसमंसखिविरहिजनस्यदुरंते ॥ध्रु०॥ उन्मदमदनमनोरथपथिकवधूजनजनितविलापे ॥ अलिकुलसंकुलकुसुमसमूहनिराकुलबकुलकलापे ॥ २ ॥ मृगमदसौरभरभसवशं

---

कंचुकितमंगमलंवहंती ॥ संमोहवेपथुघनोत्पुलकाकुलांगीमुत्कंठितांवदतितांभरतःकवींद्रः ॥ અર્થ—ઘણા કામજ્વરે કરીને જે કંપેછે, રોમાંચે કરીને કંચુકિત થયેલા શરીરને જે ધારણ કરેછે અને સંમોહકંપ તથા ઉપડેલાં ઘાટાં રોમાંચેકરીને જેનું શરીર આકુળ થયેલું છે એવી નાયિકાને ભરત કવીંદ્ર ઉત્કંઠિતા કહેછે.

૧ વસંત રાગનું લક્ષણ शिखंडबर्होच्चयबद्धचूडःपुष्यन्पिकंचूतनवांकुरेण ॥ भ्रामन्मुदाराममनंगमूर्तिर्मत्तोमतंगोत्रवसंतरागः ॥ અર્થ—જેણે મોરપીછ અને નવપલ્લવનો મુકુટ બાંધેલો છે, જે આંબાના નવાંકુરેકરીને કોયલનું પોષણ કરતો કરતો ઘણા હર્ષથી બગીચાઓ તરફ ચાલ્યો જાય છે અને કામદેવના સરખી જેની મૂર્તિછે .એવો મદોન્મત હાથી સરખો આંહિં વસંત નામનો રાગ છે.

वद्नवदलमालतमाले ॥ युवजनहृदयविदारणमनसिजनखरुचि किंशुकजाले ॥ ३ ॥ मदनमहीपतिकनकदंडरुचिकेसरकुसुमविकासे ॥ मिलितशिलीमुखपाटलिपटलकृतस्मरतूणविलासे ॥ ४ ॥ विगलितलज्जितजगदवलोकनतरुणकरुणकृतहासे ॥ विरहिनिकृंतनकुंतमुखाकृतिकेतकिदंतुरिताशे ॥ ५ ॥ माधविकापरिमलललितेनवमालिकयातिसुगंधौ ॥ मुनिमनसामपिमोहनकारिणितरुणाकारणबंधौ ॥ ६ ॥ स्फुरदतिमुक्तलतापरिरंभणपुलकितमुकुलितचूते ॥ वृंदावनविपिनेपरिसरपरिगतयमुनाजलपूते ॥ ७ ॥ श्रीजयदेवभणितमिदमुदयातिहरिचरणस्मृतिसारं ॥ सरसवसंतसमयवनवर्णनमनुगतमदनविकारं विहरति० ॥ ध्रु० ॥ ८ ॥

**અર્થ**—હે સખિ! વિરહિજન જેનો દુઃખેકરીને પાર પામી શકેછે એવા શૃંગારરસવાળા વસંતઋતુમાં હરિ વિહાર કરે છે અને ૧યુવતિ જન સાથે નૃત્ય કરે છે (વસંતનું વર્ણન કરે છે) જેમાં શોભાયમાન ૧લવીંગની લતાના આલિંગનથી કોમળ થયેલો મલયાચલનો મંદ પવન વહે છે જેમાં ભમરાઓના સમૂહ મિશ્રિત કોયલોના શબ્દોએકરીને કુંજગૃહો શબ્દાયમાન થઇ રહ્યાં છે ॥ ૧ ॥ જેણે મદોન્મત્ત કામદેવના મનોરથવાળી પ્રવાસી જનની સ્ત્રિયોને વિલાપ ઉત્પન્ન કરાવેલ છે॥ જેમાં ભમરાના સમૂહોએ કરીને વ્યાપ્ત એવા પુષ્પોના સમૂહ અને તેણે કરીને વ્યાપ્ત એવાં બોલસરીનાં વૃક્ષોનો સમૂહ શોભી રહ્યા છે ॥ ૨ ॥ જેમાં નવીન પલ્લવની પંક્તિવાળાં તમાલનાં વૃક્ષો કસ્તૂરીના અતિશય સુગંધને આધીન થઇ રહેલાં છે ॥ જેમાં જુવાન મનુષ્યના હૃદયનું વિદારણ કરનાર કામદેવના નખના સરખી આકૃતિવાળાં કેસુડાંના સમૂહો શોભી રહ્યા છે ॥ ૩ ॥ જેમાં કામદેવ રૂપી રાજાની સોનાની છડિસરખી આકૃતિવાળાં નાગકેશરનાં પુષ્પો ઉઘડી રહ્યાં છે. ॥ જે ઉપર ૨ શિલીમુખ એકઠા થયેલા છે એવાં પાટલીનાં પુષ્પોએ કરીને જેણે કામદેવના ભાથાનો વિલાસ કરેલ છે ॥ ૪ ॥ શરમ રહિત જગતને જોવાથી નવાં કરૂણ નામનાં ઝાડ તે શ્વેતપુષ્પના મીશથી જેમાં હસે છે ॥ જેમાં વિરહિજનનું છેદન કરવા સારૂં ભાલાના અગ્રભાગના સરખી આકૃતિવાળાં કેવડાનાં પત્રોએકરીને દિશાઓ ૩દંતુરિત થઇ

૧ જુવાન સ્ત્રિયો. ૨ (ભમરા) બીજા અર્થમાં (બાણ) ૩ દાંતાઓ વાળી.

રહેલી છે ॥ ૫ ॥ માધવીલતાના સુગંધે કરીને અતિ મનોહર નવિ-મલ્લિકા લતાના પુષ્પોએકરીને અતિ સુગંધિવાળો ॥ મુનિઓના મનને પણ મોહ કરનારો અને જુવાન લોકોનો નિષ્કારણ બંધુ એવા આ વસંત ઋતુમાં ॥ ૬ ॥ ફરકતિ માધવી લતાનાં આલિંગને કરીને રોમાંચિત થ-યેલા હોય નહિં શું એમ જેમાં આંબાઓ પણ ૧મુકુલિત થયેલા છે અને નજીક વિંટાયેલાં યમુનાંજીનાં જલેકરીને પવિત્ર એવા આ વૃંદાવનમાં હરિ વિહાર કરે છે અને યુવતિજન સાથે નૃત્ય કરે છે ॥ ૭ ॥ (વિદ્વાન્ લોકોની પ્રવૃત્તિ સારૂં કવિ પોતાની વાણીનું ઉત્કૃષ્ટપણું કહે છે) શૃંગાર રસવાલા વસંત ઋતુના વર્ણનેકરીને જેમાં સાંભળનારને કામ વિકાર થયેલો છે એવું અને હરિ ચરણના સ્મરણેકરીને સર્વથી શ્રેષ્ઠ એવું શ્રી જયદેવકવિનું ભણવું જય પામો. ૮

ફરીથી ઉદ્દીપન કરવા સારૂં પહેલા પદમાં કહેલા સંતાપજનક વાયુનું વિશેષેકરીને વર્ણન કરે છે.

**दरविदलितमल्लीवल्लिचंचत्परागप्रकटितपटवासैर्वासयन्काननानि ॥ इहहिदहतिचेतःकेतकीगंधबंधुःप्रसरदसमबाणप्राणवद्गंधवाहः ॥९॥**

હે સખિ! આ વસંત ઋતુમાં સર્વ દિશાઓમાં ફરનાર અને કામ-દેવ રૂપી રાજાનો પ્રાણતુલ્ય સખા તેમજ કેવડાના પુષ્પના સુગંધનો સાથે ચાલનારો મિત્ર એવો આ વાયુ, કાંઇક ઉઘડેલાં માલતી લતાનાં પુષ્પોની રજ રૂપી સુગંધિ ચૂર્ણે કરીને સઘળાં વનને સુગંધ યુક્ત કરતો વિરહિ જનનાં ચિત્તને બાળેછે ॥૮॥ વળી ઉત્પ્રેક્ષા કરે છે જે.

**अद्योत्संगवसद्भुजंगकवलक्लेशादिवेशाचलप्रालेयप्लवनेच्छयानुसरतिश्रीखंडशैलानिलः ॥ किंचस्निग्धरसालमौलिमुकुलान्यालोक्यहर्षोदयादुन्मीलंतिकुहूःकुहूरितिकलोत्तालाःपिकानांगिरः॥९॥**

**અર્થ**—હે સખિ! આજ મલયાચલનો વાયુ ત્યાંના સર્પો પોતાનું ભક્ષણ કરી જાય છે. એવા કલેશથી નાઠીને હિમાલય પર્વતના બરફમાં પડવાની ઇચ્છાએ દક્ષિણ દિશાથી ઉત્તર દિશા તરફ જાય છે ॥ વળી સ્નિગ્ધ રસ-વાળા આંબાઓના અગ્ર ભાગ ઉપર આવેલી મોહોરની કળીઓ જોઇને હર્ષિ-ત થયેલ કોયલોના મુખમાંથી ( કુહૂ કુહૂ ) એવી રીતની મનોહર અને સ્ફુટ વાણી નીકળે છે ॥ ૧૦ ॥ ( આવામાં વિરહિજનોને દિવસ કાહાડવો દુર્ઘટ છે તે કહે છે )

---

૧ કળીઓવાળા

उन्मीलन्मधुगंधलुब्धमधुपव्याधूतचूतांकुरक्रीडत्कोकिलकाकलीकलकलैरुत्कीर्णकर्णज्वराः ॥ नीयंतेपथिकैःकथंकथमपिध्यानावधानक्षणप्राप्तप्राणसमासमागमरसोल्लासैरमीवासराः ॥१०॥

અર્થ—ઉઘડતાપુષ્પના રસ અને ગંધમાં લોભાયેલા ભમરાઓએ હલાવેલ આંબાઓનાં અગ્રભાગઉપર રમનાર કોયલોના સૂક્ષ્મ અને મનોહર કોલાહલે કરીને જેમાં કર્ણજ્વર ઉત્પન્ન થાયછે. એવા આ વસંતના દિવસો છે, તે પથિકજનોએ પ્રિયાનું ચિંતવન કરવાથી ક્ષણમાત્ર ધ્યાનાવસ્થામાં પ્રાપ્ત થયેલી પ્રાણતુલ્ય પ્રાણ પ્રિયાના સમાગમના રસના ઉલ્લાસે કરીને કોઇ કોઇ રીતથી એવા દિવસ નિર્ગમન કરાય છે ॥૧૦॥ કવિ કહે છેઃ—

अनेकनारीपरिरंभसंभ्रमस्फुरन्मनोहारिविलासलालसं ॥ मुरारिमारादुपदर्शयंत्यसौसखीसमक्षंपुनराहराधिकां ॥११॥

અર્થ—જેને અનેક નારીનાં આલિંગનના સંભ્રમેકરીને મનોહર રાધિકાના વિલાસની ઇચ્છા સ્ફુરાયમાન થઇ છે એવા શ્રીમુરારિને થોડે દૂરથી બતાવતી એવી સખી ફરીથી રાધાજી પાસેં કહે છે. ॥૧૧॥ શ્લોકમાં કહેલું ગીતમાં વર્ણવે છે.

## ॥ अष्टपदी ॥

॥ रामकिरिरागे यातिताले च गीयते ॥

અર્થ— ૧રામકિરિ રાગમાં અને યતિતાલમાં ગવાયછે.

चंदनचर्चितनीलकलेवरपीतवसनवनमाली ॥ कोलिचलन्मणिकुंडलमंडितगंडयुगस्मितशाली ॥१॥ हरिरिहमुग्धवधूनिकरेविलासिनिविलसतिकेलिपरे ॥ध्रु०॥ पीनपयोधरभारभरेणहरिंपरिर

---

૧રામકિરીનું લક્ષણ स्वर्णप्रभाभास्वरभूषणाचनीलंनिचोलंवपुषावहंती ॥ कांतेपदोपांतमधिश्रितेपिमानोन्नतारामकिरीप्रदिष्टा ॥ અર્થ—જેની સુવર્ણસરખી કાંતિ છે, ચકચકિત ઘરેણાંઓ જેણે પહેરેલાં છે, જેણે કાળી ઓઢણી શરીરે ધારણ કરેલીછે અને પોતાનો પતિ પોતાના પગની નજીક આવી પ્રાર્થના કરેછે તોપણ જે માને કરીને ઉન્નત થયેલીછે, તે રામકીરી એવે નામે રાગણી કહેલીછે.

भ्य सरागं ॥ गोपवधूरनुगायतिकाचिदुदंचितपंचमरागं ॥२॥ कापिविलासविलोलविलोचनखेलनजनितमनोजं ॥ ध्यायतिमुग्धवधूरधिकंमधुसूदनवदनसरोजं ॥३॥ कापिकपोलतलेमिलितालपितुंकिमपिश्रुतिमूले ॥ चारुचुचुंबनितंबवतीदयितंपुलकैरनुकूले॥४॥ केलिकलाकुतुकेनचकाचिदमुंयमुनाजलकूले ॥ मंजुलवंजुलकुंजगतंविचकर्षकरेणदुकूले ॥५॥ करतलतालतरलवलयावलिकलितकलस्वनवंशे ॥ रासरसेसहनृत्यपराहरिणायुवतीप्रशशंसे ॥६॥ श्लिष्यतिकामपिचुंबतिकामपिरमयतिकामपिरामां ॥ पश्यतिसस्मितचारुतरामपरामनुगच्छतिवामां ॥७॥ श्रीजयदेवभणितमिदमद्भुतकेशवकेलिरहस्यं ॥ विपिनविनोदकलाकलितंवितनोतुशुभानियशस्यं ॥८॥

હે ૧વિલાસિનિ સખિ! ચંદને કરીને ચર્ચિત એવા શ્યામ શરીર ઉપર જેણે પીળાં વસ્ત્ર અને વનમાળા ધારણ કરેલી છે રાસક્રીડામાં ફરવાથી ચલાયમાન થતાં મણિમય કુંડળ અને મંદસ્મિતે કરીને જેના કપોલ ભાગ સુશોભિત દેખાય છે ॥ એવા હરિ આ વનમાં ક્રીડા કરવા તત્પર થયેલી મુગ્ધ સ્ત્રિયોના સમૂહમાં વિહાર કરે છે ॥ ધ્રુ. ॥ હે સખિ! કોઇક એક ગોપી—પોતાના પુષ્ટ એવા સ્તનના ભારેકરીને હરિને પ્રેમ સહિત આલિંગન કરીને બીજી કોઇયે તમારા નામથી ઉપાડેલા ૨પંચમ રાગને અનુસરતી ગાય છે ॥ ૨ ॥ કોઇ મુગ્ધા સ્ત્રી તો વિલાસેકરીને ચપલ લોચનના ખેલનથી કામદેવને ઉત્પન્ન કરનાર મધુસૂદનના મુખારવિંદનું એક ચિત્તે ધ્યાન કરે છે ॥ ૩ ॥ કોઇ મોટા નિતંબવાળી સ્ત્રી શ્રીકૃષ્ણના કાનમાં કાંઇક વાત કહેવાના મિશેકરીને તેના કપોલપાસે મુખ રાખવાથી રોમાંચિત થયેલા સુંદર અને અનુકૂળ એવા શ્રીકૃષ્ણના કપોલનું ચુંબન કરે છે ॥ ૪ ॥ રાસક્રીડાની કલાના આશ્ચર્યેકરીને મોહ પામેલી કોઇ ગોપાંગના તો, યમુનાજીના કાંઠા ઉપર સુંદર આશુપાલવના ૩નિકુંજમાં ગયેલા શ્રીકૃષ્ણનું પીતાંબર પકડીને હાથેકરી તેને ખેંચે છે ॥ ૫ ॥ અને શ્રીહરિયે હાથના તાલ તથા કંકણની પંક્તિઓના શબ્દની સાથે મનોહર શબ્દવાળી વાંસળીનો શબ્દ જેમાં મળેલો છે એવા રાસક્રીડાના રસમાં પોતાની સાથે નૃત્ય

---

૧ વિલાસ કરવામાં પ્રવીણ. ૨ એનામનો રાગ. ૩ લતાગૃહ.

કરવામાં સાવધાન થયેલી કોઇ યુવતિને શ્રી હરિયે પણ વખાણીછે ॥ ૬ ॥ તેમ કોઇ સ્ત્રીને પોતે આલિંગન કરે છે કોઇને ચુંબન કરે છે. કોઇને રમાડે છે ॥ કોઇ સ્ત્રીને સામું મનોહર મરકીને જુવે છે અને કોઇ સ્ત્રી રીસાઇને ચાલી જાય છે તેને મનાવવા જાય છે ॥ હે સખિ! એવી રીતે શ્રી હરિ આ વનમાં વિલાસ કરવામાં તત્પર થયેલી મુગ્ધાઓના સમૂહમાં વિહાર કરે છે ॥ ૭ ॥ જેમાં શ્રી કેશવનું અદ્ભુત [1]કેલિરહસ્ય છે જે વૃંદાવનના વિહારની કલાએકરીને યુક્ત છે અને યશને આપનારૂં છે. તે આ શ્રી જયદેવ કવિનું ભણુનું, જગતનાં કલ્યાણ કરો ॥ ૮ ॥ વળી વધારે ઉદ્દીપન કરવા સારૂં નીચે પ્રમાણે કહે છેઃ—

**विश्वेषामनुरंजनेनजनयन्नानंदमिंदीवरश्रेणीश्यामलकोमलैरु**
**पनयन्नंगैरनंगोत्सवं ॥ स्वच्छंदंव्रजसुंदरीभिरभितःप्रत्यंगमालिं**
**गितःशृंगारःसखिमूर्तिमानिवमधौमुग्धोहरिःक्रीडति ॥१२॥**

**અર્થ**—સર્વ ગોપાંગનાઓને રમાડીને આનંદ ઉપજાવનારા [2]ઇંદીવરની-પંક્તિ સરખાં અને કોમળ અંગોએકરીને કામદેવના ઉત્સવને ઉત્પન્ન કરનારા વ્રજની સુંદરિયોયે પોતપોતાની ખુશીમાં આવે એવી રીતે ચોતરફથી દરેક અંગે આલિંગન કરાયેલા મૂર્તિમાન્ કામદેવ હોય નહિં શું એમ વસંત ઋતુમાં મુગ્ધ થયેલા શ્રી હરિ, ક્રીડા કરે છે ॥ ૧૨ ॥ કવિ વસંત ઋતુના રાસનું વર્ણન કરતાં શરદ ઋતુમાં રાધાજીએ સહિત શ્રીકૃષ્ણે કરેલા રાસ વિલાસનું સ્મરણ આવવાથી તેના વર્ણન રૂપી આશિષની યોજના કરે છે.

**रासोल्लासभरेणविभ्रमभृतामाभीरवामभ्रुवामभ्यर्णंपरिरभ्य**
**निर्भरमुरःप्रेमांधयाराधया ॥ साधुत्वद्वदनंसुधामयामितिव्याहृत्य**
**गीत श्रुतिव्याजादुद्भटचुंबितःस्मितमनोहारीहरिःपातुवः ॥१३॥**

**અર્થ**—રાસના અતિ ઉલ્લાસે કરીને વિલાસને ધારણ કરનારી ગોપાંગનાઓની સમીપ પ્રેમાંધ થયેલાં શ્રી રાધાજીએ શ્રીકૃષ્ણના ઉરઃસ્થલને ખુબ આલિંગન કરીને તમારૂં મુખારવિંદ બહુજ સારૂં છે અને અમૃતમય છે, એમ કહિને ગાયનની પ્રશંસાના મિશથી અત્યંત ચુંબન કરાયેલ અને તે વખતે મુખને મરકાવીને મનને હરવાવાળા શ્રી હરિ, તમારી રક્ષા કરો ॥ ૧૩ ॥

**इतिश्रीगीतगोविंदमहाकाव्ये सामोददामोदरोनामप्रथमःसर्गः ॥१॥**

---

૧ ક્રીડા. ૨ ઇંદીવર જાતનું શ્યામકમલ.

હવે એવી રીતનાં સખીનાં વચન સાંભળીને પોતે પણ તે પ્રમાણે સાધારણ અનુભવ કરીને પોતામાં અને બીજી સ્ત્રિયોમાં શ્રીકૃષ્ણના સ્નેહનું તફાવતપણું ન જોવાથી એકસરખો વિહાર જોઇને ઇર્ષા આવવાથી તે શ્રી રાધાજીનું જે [1]અવસ્થાંતર થયુંછે તેપણ આવા રસમાં ઉપયોગી છે એમ સૂચવે છે.

**विहरतिवनेराधासाधारणप्रणयेहरौविगलितनिजोत्कर्षावेशेनगतान्यतः ॥ क्वचिदपिलताकुंजेगुंजन्मधुव्रतमंडलीमुखरशिखरेलीनादीनाप्युवाचरहःसखीं ॥१॥**

અર્થ—જ્યારે હરિ જેવી રીતે પોતાની સાથે વિહાર કરતા હતા તેવીજ રીતે બીજી સ્ત્રિયોની સાથે એક સરખો વિહાર કરવા લાગ્યા ત્યારે પોતાની ઉત્કૃષ્ટતાનું જે અભિમાન હતું તે [2]ગલિત થઇ ગયું એટલે ઇર્ષાને લીધે તે જગો છોડીને બીજી જગોએ ગયાં ॥ અને ગુંજાર કરતા ભમરાઓની મંડલીઓએંકરીને જેનાં શિખર શબ્દાયમાન થઇરહેલાં છે એવા કોઇ લતાના કુંજમાં લીન થઇને દીન થયેલાં રાધાજી એકાંતમાં પોતાની ગુપ્ત વાત હતી તે સખીને કહેછે. ॥ ૧ ॥

## ॥ अष्टपदी ॥

गुर्जरीरागे यतिताले च गीयते

[3]ગુર્જરી રાગ અને યતિ તાલમાં ગવાયછે.

**संचरदधरसुधामधुरध्वनिमुखरितमोहनवंशं ॥ चलितदृगंचलचंचलमौलिकपोलविलोलवतंसं ॥१॥ रासेहरिमिहविहितविलासंस्मरतिमनोममकृतपरिहासं ॥ध्रु०॥ चंद्रकचारुमयूरशिखंडकमंडलवलयितकेशं ॥ प्रचुरपुरंदरधनुरनुरंजितमेदुरमुदिरसुवेशं ॥२॥ गोपकदंबनितंबवतीमुखचुंबनलंभितलोभं ॥ बंधुजीवमधुराधरपल्लवमुल्लसितस्मितशोभं ॥३॥ विपुलपुलकभुजपल्लववलयितबल्लवयुवतिसहस्रं॥ करचरणोरसिमणिगणभूषणकिरणविभिन्नतमिस्रं ॥**

---

૧ તે વખતની દશા. ૨ ગળી ગયું ૩ પેહેલા સર્ગમાં બીજી અષ્ટપદી પ્રમાણે ગુર્જરી રાગનું લક્ષણ સમજવું.

॥४॥ जलदपटलचलदिंदुविनिंदकचंदनबिंदुललाटं ॥ पीनपयोधरपरिसरमर्दननिर्दयहृदयकपाटं ॥५॥ मणिमयमकरमनोहरकुंडलमंडितगंडमुदारं ॥ पीतवसनमनुगतमुनिमनुजसुरासुरवरपरिवारं ॥६॥ विशदकदंबतलेमिलितंकलिकलुषभयंशमयंतं ॥ मामपिकिमपितरंगदनंगदृशामनसारमयंतं ॥७॥ श्रीजयदेवभणितमतिसुंदरमोहनमधुरिपुरूपं॥हरिचरणस्मरणंप्रतिसंप्रातिपुण्यवतामनुकूलं॥८॥

હે સખિ ! પ્રથમ શરદ પુનમની રાત્રિમાં આ વનમાં રાસ થયેલો હતો; તે રાસમાં જેણે મારી સાથે વિલાસ અને પરિહાસ કરેલાં હતાં, તે હરિને મારૂં મન સંભારેછે. ધ્રુ૦ ॥ (મતલબ કે તેવા વિલાસ અને પરિહાસ આ વખતે બીજી સ્ત્રિઓની સાથે થતા નથી, એમ ઈાંથી પ્રથમ થયેલા રાસની શ્રેષ્ઠતાનું સૂચવન કરેછે.) જેણે [1]સંચાર કરતી અધરસુધાએકરીને મધુર શબ્દવાળી મોહકારક વાંસળી વગાડેલી છે. ચલિત કટાક્ષ અને ચંચળ મુકુટેકરીને જેના કપોળઉપર કાનનાં આભૂષણ ચલકી રહ્યાંછે. ॥ ૧ ॥ [2]ચંદ્રાએકરીને મનોહર મોરપિછના સમૂહની સાથે જેના કેશ બંધાયેલાછે તેથી મોટા ઇંદ્રના ધનુષેકરીને સુશોભિત ધાટો મેઘ ચડેલો હોય નહીં શું એવો જેનો વેશ શોભી રહ્યોછે ॥ ૨ ॥ ગોવાળીયાઓની સ્ત્રિયોનાં મુખ ચુંબનેકરીને જેને લોભ પ્રાપ્ત થયેલોછે. ॥ બપોરીયાના પુષ્પ સરખો લાલ અને મધુર જેનો અધર છે, જેના મંદસ્મિતની શોભા દીપી રહેલીછે. ॥ ૩ ॥ ઘણા રોમાંચિત અને નવીન પલ્લવસરખા કોમળ એવા જેના ભુજની સાથે હજારો ગોપાંગનાઓ વિંટાયેલી છે ॥ હાથ પગ અને ઉર:સ્થળનેવિષે ધારણ કરેલાં આભુષણમાં જડેલા હીરામણીના કિરણોએકરીને જેણે વનનાં અંધારાનો નાશ કરેલાછે ॥ ૪ ॥ મેઘના સમૂહમાં રહેલા ચંદ્રની શોભાને હઠાવનાર જેના લલાટમાં ચંદનનો બિંદુ શોભી રહ્યોછે. ॥ પુષ્ટ પયોધરના પ્રાંત ભાગનું મર્દન કરવામાં જેનું હૃદય કપાટ નિર્દય છે ॥૫॥ મણીથી જડેલાં મકરાકૃતિ અને મનોહર કુંડલેકરીને જેના બે [3]ગંડસ્થળ શોભી રહ્યા છે, જે ઉદાર છે જેણે પીળાં વસ્ત્ર ધારણ કરેલાં છે, મુનિ, મનુષ્ય, સુર અને અસુર એના ઉત્તમ પરિવારો (આદિ) જેને પછવાડે ફર્યા કરે છે ॥ ૬ ॥ ઘણાં પુષ્પોએકરીને ઉજ્વળ થયેલા કદંબની નીચે જે મારી સાથે મળેલા છે અને ત્યાં મુને પ્રેમના વિવા-

---

૧ આસતી. ૨ મોરપીછનો અગ્રભાગ. ૩ કપોલ.

કથી ઉત્પન્ન થયેલા ક્લેશના ભયનું જેણે ૧ચાટૂક્તિએકરીને શમન કરેલું છે મુને પણ કોઇ ૨અનિર્વચનીય એવી અને જેમાં કામદેવના તરંગો દેખાય છે એવી દૃષ્ટિએકરીને તથા મનેકરીને જેણે રમાડેલ છે ॥ ૭ ॥ હે સખિ! એવા હરિને મારૂં મન સંભારે છે. જેમાં ઘણું સુંદર અને મોહકારક શ્રી મધુસૂદનનું સ્વરૂપ વર્ણવેલું છે. એવું શ્રીજયદેવ કવિનું ભણવું. તે હાલના વખતના પુણ્યવાન લોકોને હરિના ચરણ સ્મરણ તરફ યોગ્ય છે. ॥ ૮ ॥

સખી કહે છે કે જ્યારે શ્રીકૃષ્ણ તમારો ત્યાગ કરીને બીજી સ્ત્રિયોની સાથે વિહાર કરે છે ત્યારે તમે કેમ તેને સંભારો છો? એવી રીતે પોતાના અભિપ્રાયની પરીક્ષા કરનારી સખાને રાધાજી કહે છેઃ—

**गणयति गुणग्रामं भ्रामं भ्रमादपि नेहते वहति च परितोषं दोषं विमुंचति दूरतः ॥ युवतिषु वलत्तृष्णे कृष्णे विहारिणि मां विना पुनरपि मनो वामं कामं करोति करोमि किं ॥२॥**

અર્થ—હે સખિ! શું કરૂં યુવતિજનોમાં હુંવિનાં વિહાર કરેછે તો પણ જેની તૃષ્ણા મારેવિષે બંધાયેલીછે એવા શ્રીકૃષ્ણનેવિષે મારૂં ચતુર મન ફરીથી અભિલાષા કરેછે જેથીકરીને તેના ગુણના સમૂહની ગણના કરેછે, ભ્રમે કરીને પણ કોપ કરવાની ઈચ્છા કરતું નથી, સંતોષને ધારણ કરી રાખેછે અને તેના દોષનો તો દૂરથી ત્યાગ કરેછે ॥૨॥ (હવે ઉત્કંઠાથી ક્ષણ માત્ર પણ ન રહિ શકતાં એવાં રાધાજી, પોતાની સખીપાસે પ્રાર્થના કરેછે).

# ॥ अष्टपदी ॥

॥ मालवरागे यतिताले च गीयते ॥

૩માલવરાગમાં અને યતિતાલમાં ગવાય છે.

**निभृतनिकुंजगृहं गतया निशि रहसि निलीय वसंतं ॥ चकितविलोकितसकलदिशा रतिरभसरसेन हसंतं ॥१॥ सखि हे केशिमथनमुदारं रमय मया सह मदनमनोरथभावितया सविकारं ॥ ध्रु० ॥ प्रथमसमागमलज्जितया पटुचाटुशतैरनुकूलं ॥ मृदुमधुरस्मितभाषितया शिथिलीकृतजघनदुकूलं ॥२॥ किसलयशयननिवेशितया चिरमुरसि ममैव श**

---

૧ પ્રિય લાગે એવી વાણી. ૨ કાંઇ કહિ ન શકાય એવી. ૩ પેહેલા સર્ગમાં પેહેલી અષ્ટપદી પ્રમાણે રાગનું લક્ષણ.

थार्न ॥ कृतपरिरंभणचुंबनयापरिरभ्यकृताधरपानं ॥३॥ अलस निमीलितलोचनयापुलकावलिललितकपोलं॥ श्रमजलसकलकले बरयावरमदनमदादतिलोलं ॥४॥ कोकिलकलरवकूजितयाजित मनसिजतंत्रविचारं ॥ श्लथकुसुमाकुलकुंतलयानखलिखितघनस्त नभारं ॥५॥ चरणरणितमणिनूपुरयापरिपूरितसुरतवितानं ॥ मुखरविशृंखलमेखलयासकचग्रहचुंबनदानं ॥६॥ रतिसुखसमय रसालसयादरमुकुलितनयनसरोजं॥निःसहनिपतिततनुलतयामधु सूदनमुदितमनोजं ॥७॥ श्रीजयदेवभणितमिदमतिशयमधुरिपु निधुवनशीलं ॥ सुखमुत्कंठितगोपवधूकथितंवितनोतुसलीलं ॥८॥

અર્થ—હે સખિ! કામના મનોરથેકરીને ભાવવાળી થયેલી એવી હું તેની સાથે જેને મારા ઉપર મનોવિકાર થયેલો છે અને જેણે કેશીનામના દૈત્યનું મથન કરેલું છે એવા ઉદાર શ્રીકૃષ્ણને રમણ કરાવ્ય. ॥ ધ્રુ૦ ॥ (કેવી હું અને કેવા શ્રીકૃષ્ણ, એ આ અષ્ટપદીમાં પ્રત્યેક પદથી કહે છે.) ગુપ્ત લતાગૃહમાં રહેલી એવી હું તેની સાથે એકાંતે છુપાઇને રહેલા એવ ક્યાં છુપાઇ રહ્યા હશે? એવી રીતે ચકિત થઇને જેણે સર્વ દિશાઓમાં જોયેલું છે એવી હું તેની સાથે રતિના વેગના રસેંકરીને હસતા એવા ॥ ૧ ॥ પ્રથમ સમાગમમાં લજ્જા પામતી એવી હું તેની સાથે ચાતુરીવાળાં અને પ્રિય લાગે એવાં અનેક ભાષણેકરીને અનુકૂળ એવા, કોમળ મધુર અને સ્મિતયુક્ત બોલતી એવી હું તેની સાથે જેણે મારા [1]જઘનસ્થળનું વસ્ત્ર શિથિલ કરી નાખેલ છે એવા ॥ ૨ ॥ નવીન પલ્લવની શય્યામાં સુનારી એવી હું તેની સાથે ઘણીવાર સુધી મારા ઉરઃસ્થળ ઉપર સુતા એવા જેણે આલિંગન અને ચુંબન કરેલ છે એવી હું તેની સાથે જેણે આલિંગન કરીને અધરપાન કરેલ છે એવા ॥ ૨ ॥ જેનાં લોચન મંદ અને વિંચાઇ ગયેલાં છે એવી હું તેની સાથે જેના કપોલ પુલકાવળીયુક્ત છે એવા જેને સર્વાંગનેવિષે પસીનો વળેલો છે એવી હું તેની સાથે ઉત્તમ કામના મદથી અતિ તૃષ્ણાવાન એવા ॥ ૪ ॥ કોયલના મનોહર શબ્દ સરખું જેનું

---

૧ સાથળ.

[1]કૂજીત છે એવી હું તેની સાથે જેણે કામતંત્રનો વિચાર જીતેલ છે એવા ॥ જેના કેશ વિખરાઇ ગયેલાં પુષ્પોની સાથે છુટી ગયેલા છે એવી હું તેની સાથે જેણે નખેકરીને કઠિન સ્તનભાગ ચિન્હવાળા કરેલ છે એવા ॥ ૫ ॥ જેના ચરણમાં મણિમય નૂપુર શબ્દાયમાન છે એવી હું તેની સાથે જેણે સુરતનો વિસ્તાર સંપૂર્ણ કરેલો છે એવા ॥ જેની કટિમેખળા પ્રથમ શબ્દાયમાન હતી અને પછી ત્રુટી જવાથી બંધન રહિત થઇ ગયેલ છે એવી હું તેની સાથે કેશગ્રહણ સહિત ચુંબન દાન કરતા એવા ॥ ૬ ॥ રતિ સુખ સમયના રસેકરીને મંદ થયેલી એવી હું તેની સાથે જેનાં નેત્રકમળ કાંઇક વીંચાઇ ગયેલાંછે એવા ॥ જેની શરીરલતિકા નિર્બલ પડી ગયેલી છે એવી હું તેની સાથે જેને [2]મનોજ ઉત્પન્ન થયેલોછે એવા મધુસૂદનને હે સખિ! રમણ કરાવ્ય ॥ ૭ ॥ ઉત્કંઠિત થયેલી ગોપાંગનાએ ગાયેલું અને શ્રીમધુરિપુની અતિશય સુરત ક્રીડાનું સ્મરણ કરાવનારૂં અને લીલાસહિત એવું આ શ્રીજયદેવકવિનું કહેલું ગીત તે સાંભળનારાઓના સુખનો વિસ્તાર કરો ॥ ૮ ॥

હવે પ્રથમ ગોપિયોના મંડળમાં ઉભા જોયેલા શ્રીકૃષ્ણની [3]સ્ફુર્તિએ કરીને પોતાના મનથી અનુભવ કરાયેલ શ્રીકૃષ્ણના અભિપ્રાયને [4]સાક્ષાત્ દેખાડતાં રાધાજી પોતાની સખીને કહેછે. ॥

**हस्तस्रस्तविलासवंशमनृजुभ्रूवल्लिमद्बल्लवीवृंदोत्सारिदृगंतवीक्षितमतिस्वेदार्द्रगंडस्थलं ॥ मामुद्वीक्ष्यविलक्षितास्मितसुधामुग्धाननंकाननेगोविंदंव्रजसुंदरीगणवृतंपश्यामिहृष्यामिच ॥ ३ ॥**

અર્થ—હે સખિ! વ્રજસુંદરીના સમૂહેકરીને વીંટાયેલા શ્રીગોવિંદને હું જોઉંછું અને હર્ષ પામુંછું. (ત્યારે સખી કહેછે કે હે રાધે! તું મુગ્ધા છો કારણ કે જે બીજી સ્ત્રિયોની સાથે વિહાર કરેછે તેને જોઇને તું હર્ષ પામેછે તે શું?) રાધાજી કહેછે-હે સખિ! [5]વક્રભ્રુકુટીવાળી ગોપાંગનાઓએ પ્રેરણા કરાયેલા કટાક્ષોએ કરીને જોવાયેલા છે તોપણ મને જોઇને વિસ્મય તથા મંદસ્મિતરૂપી સુધાએ કરીયુક્ત એવું અને મુગ્ધ એવું જેનું મુખારવિંદ છે અને મુને જોવાના આવેશથીજ જેના હાથમાંથી વાંસળી પડી ગઇછે અને જેના [6]ગંડસ્થળ પસી-

---

૧ રતિકૂજીત. ૨ કામદેવ. ૩ જેવા રૂપનું ચિંતવન કરે તેવા રૂપનો આભાસ થવો. ૪ પ્રત્યક્ષ. ૫ કુટિલ (વાંકી). ૬ કપોલ.

નાથી [1]આર્દ્ર થઇ ગયેલાછે. એવા ગોવિંદને જોઊં છું અને હર્ષ પામું છું ॥૩॥
( એમ કહીને તે સ્ફૂર્તિનો વિરામ થયો એટલે ફરીથી કહેછે.

दुरालोकःस्तोकस्तबकनवकाशोकलतिकाविकाशःकासारोपव नपवनोपिव्यथयाति॥ अपिभ्राम्यद्भृंगीरणितरमणीयानमुकुलप्रसू तिश्चूतानांसखिशिखरिणीयंसुखयाति ॥४॥

**અર્થ**—હે સખિ ! થોડા ગુચ્છવાળા નવા આશુપાલવની લતિકાનો વિકાશ મારાથી દુઃખેકરીને જોઈ શકાયછે, સરોવરના કાંઠા ઉપર રહેલા બગીચાનો પવન પણ મુને વ્યથા કરેછે, ફરતી એવી [2]ભૃંગીઓના શબ્દેકરીને શોભતી એવી અને શિખરવાળી આંબાના મોહોરની ઉત્પત્તિ તે પણ મને સુખ આપતી નથી ॥ ૪ ॥ કવિ પણ રાધાજીએ જાણેલા શ્રીકૃષ્ણના અભિપ્રાયને પ્રકટ કરતાં આશિષ આપેછે.

साकूतस्मितमाकुलाकुलगलद्धम्मिल्लमुल्लासितभ्रूवल्लीकमलीकद र्शितभुजामूलार्धदृष्टस्तनं ॥ गोपीनांनिभृतंनिरीक्ष्यगमिताकांक्षश्चि रंचिंतयन्नंतर्मुग्धमनोहरोहरतुवःक्लेशं नवः केशवः ॥५॥

**અર્થ**—આશ્ચર્યસહિત મંદ હસવું અતિશય શિથિલ અને વિખરાઈ ગયેલા એવા કેશબંધ ભ્રુકુટીનો ઉત્ક્ષેપ [3]કપટથી દેખાડેલા ભુજમૂલેકરીને અર્ધ સ્તનનું દેખાડવું ઇત્યાદિ મુગ્ધ અને મનોહર એવું ગોપિયોનું [4]રહસ્ય ભાવ પ્રકાશક ચેષ્ટિત જોઇને જેને રાધાજીની આકાંક્ષા પ્રાપ્ત થયેલીછે એવા અને અંતરમાં ઘણી વાર સુધી ચિંતવન કરતા એવા નવીન અવસ્થાવાળા કેશવ તમારા ક્લેશનું શમન કરો ॥ ૫ ॥

इतिश्रीगीतगोविंदेमहाकाव्येअक्लेशकेशवोनामद्वितीयःसर्गः ॥२॥

એવીરીતે બે સર્ગેકરીને શ્રીરાધામાધવની ઉત્કૃષ્ટતાનું નિરૂપણ કરીને અને રાધાજીની ઉત્કંઠાનું વર્ણન કરીને હવે શ્રીકૃષ્ણની ઉત્કંઠાનું વર્ણન કરેછે.

कंसारिरपिसंसारवासनाबंधशृंखलां ॥ राधामाधायहृदयेत त्याजव्रजसुंदरीः ॥१॥

---

૧ ભીના. ૨ ભમરીયો. ૩ મીશથી. ૪ અંતરના ભાવને દેખાડનારી ચેષ્ટાઓ.

अर्थ—જેમ શ્રીરાધાજી શ્રીકૃષ્ણનેવિષે ઉત્કંઠિત છે, તેમ કંસના રિપુ શ્રીકૃષ્ણ પણ સંસારની વાસનાના બંધનને માટે ૧ શૃંખલારૂપી શ્રીરાધાજીને હૃદયમાં ધારણ કરીને વ્રજસુંદરિયોને તજી દેછે ॥ ૧ ॥

( ત્યાર પછી શું કરે છે તે કહેછે )

इतस्ततस्तामनुसृत्यराधिकामनंगबाणव्रणखिन्नमानसः ॥ कृतानुतापःसकलिंदनंदिनीतटांतकुंजेनिषसादमाधवः ॥२॥

अर्थ—કામદેવનાં બાણના વર્ણેકરીને જેનું મન ખેદ પામેલુંછે અને જેણે પશ્ચાત્તાપ કરેલોછે એવા શ્રીમાધવ, શ્રી રાધાજીનો શોધ કરવા ચોતરફ ફરીને યમુનાજીના કાંઠા ઉપર રહેલા કુંજનેવિષે ખેદ કરવા લાગ્યા ॥૨॥ તે કહેછે. ॥

# ॥ अष्टपदी ॥

गुर्जरीरागे यतिताले च गीयते.

ગુર્જરીરાગમાં અને યતિતાલમાં ગવાયછે.

मामियंचलिताविलोक्यवृतंवधूनिचयेन ॥ सापराधतयामयापिनवारितातिभयेन॥१॥हरिहरिहतादरतयागतासाकुपितेव॥ध्रु.॥ किंकरिष्यतिकिंवदिष्यतिसाचिरंविरहेण॥किंधनेनजनेनकिंममजीवितेनसुखेनगृहेण ॥२॥ चिंतयामितदाननंकुटिलभ्रुकोपभरेण ॥ शोणपद्ममिवोपरिभ्रमताकुलंभ्रमरेण ॥३॥ तामहंहृदिसंगतामनिशंभृशंरमयामि ॥ किंवनेनुसरामितामिहकिंवृथाविलपामि ॥४॥ तन्विखिन्नमसूययाहृदयंतवाकलयामि॥ तन्नवेद्मिकुतोगतासिनतेनतेनुनयामि ॥५॥ दृश्यसेपुरतोगतागतमेवमेविदधासि ॥ किंपुरेवससंभ्रमंपरिरंभणंनददासि ॥६॥ क्षम्यतामपरंकदापितवेदृशंनकरोमि ॥ देहिसुंदरिदर्शनंममन्मथेनदुनोमि ॥७॥ वर्णितंजयदेवकेनहरेरिदंप्रवणेन ॥ किंदुबिल्वसमुद्रसंभवरोहिणीरमणेन ॥८॥

अर्थ—હરિ હરિ ખેદ થાયછે, કે રાધાજી પોતાના મનમાં અપમાન કર્યું એમ માનીને કોપાયમાન થઇને ગયેલી હશે શું ? ॥ ધ્રુ. ॥ ખરેખર, સ્ત્રિયોના સમૂહમાં વિંટાયેલો મુને જોઇને એ ચાલી ગઇ ॥ તેને છોડીને બીજી

---

૧ સાંકળ.

સ્ત્રિયોની સાથે નૃત્ય વિહાર કરવાથી હું તેનો અપરાધી થયો, જેથી તેના ભયને લીધે મેં તેને ચાલી જતાં જોઇને પણ વિનયપૂર્વક રોકી નહિ ॥ ૧ ॥ અરે તે ઘણા વિરહેકરીને તેના તાપની શાંતિનેમાટે શું ઉપાય કરશે, અને તેની સખીને શું કહેશે. અરે તે રાધાજી વિના મારે ગાયુનાં ઘણ બીજાં માણસો ઘર અને સુખ, એણેકરીને શું, એ શું કામનાં ॥ ૨ ॥ કુટિલ ભ્રકુટીવાળું અને કોપના ભારે કરીને યુક્ત એવું તેનું મુખ હું ધ્યાને કરીને જોઉંછું તો જાણિએ ઉપર ફરતા ભમરાઓએ યુક્ત લાલ કમલ હોય નહીં શું એવું દેખાયછે ॥ ૩ ॥ એજ ધ્યાનેકરીને હૃદયમાં પ્રાપ્ત થયેલી રાધાજીને હું નિરંતર અત્યંત રમાડુંછું ॥ માટે હવે આ વનમાં તેને શોધવા શા વાસ્તે ફરૂં અને શા વાસ્તે વૃથા વિલાપ કરૂં ॥ ૪ ॥ હે [1]તન્વિ તારૂં હૃદય [2]અસૂયાએ કરીને ખેદ પામેલું છે એમ હું જાણું છું પણ તે હું નથી જાણતો જે તું કયાં ગઇ છો તેથીકરીને તારી પાસે આવીને પ્રાર્થના નથી કરી શકતો ॥ ૫ ॥ હે પ્રિયે! હું તારૂ ચિંતવન કરૂં છું ત્યારે તુ મારી પાસે જાવું આવવું કરતી હોય એવું દેખાયછે ત્યારે પ્રથમની માફક એકદમ આલિંગન કેમ નથી આપતી ॥ ૬ ॥ હે સુંદરિ [3]ક્ષમા કર હવે ફરીથી આવો તારો અપરાધ નહી કરૂ તારા વિરહેકરીને દુઃખ પામુંછું માટે દર્શન દે ॥ ૭ ॥ જે કિંદુબિલ્વ નામના શહેરરૂપિ સમુદ્રમાંથી ઉત્પન્ન થયેલા ચંદ્રરૂપિ શ્રીજયદેવકવિએ નમ્રતાએ કરીને વર્ણવેલો હરિનો [4]પશ્ચાત્તાપ તે સંસાર સંબંધિ તાપનું શમન કરો ॥ ૮ ॥ વળી તે કહેલા વિરહના સંતાપનુંજ વિશેષેકરીને વર્ણન કરેછે.

**हृदि बिसलताहारो नायं भुजंगमनायकः कुवलयदलश्रेणी कंठे न सा गरलद्युतिः ॥ मलयजरजो नेदं भस्म प्रियारहिते मयि प्रहर न हर भ्रांत्यानंग क्रुधा किमु धावसि ॥ ३॥**

અર્થ—હે અનંગ! ક્રોધેકરીને શું દોડેછે? મારે વાસ્તે દોડનો હો તો મારા ઉપર પ્રહાર ન કર, તું કદાચિત્ હરની ભ્રાંતિથી મારા ઉપર પ્રહાર કરતો હો તો હું તે નથી કારણ કે હર તો હમેશાં પ્રિયાસહિત રહેછે અને હું તો પ્રિયારહિત છું મારા હૃદયઉપર કમલ તંતુની લતિકાનો હાર છે સર્પ નથી અને કંઠમાં નીલ કમલનાં પત્રની પંક્તિ છે વિષના પ્રભા નથી. શરી-

---

૧ પાતળા અથવા હલકા શરીરવાળી. ૨ ગુણને વિષે દોષનો આરોપ. ૩ માફ. ૪ પસ્તાવો.

રમાં ચંદનરજનો લેપ કરેલો છે વિભૂતિ નથી માટે મારેવિષે હરની ભ્રાંતિ કરવી અયોગ્ય છે ॥ ૩ ॥ વળી કહેછે જે:—

पाणौमाकुरुचूतसायकममुंमाचापमारोपयक्रीडानिर्जितविश्वमूर्छितजनाघातेनकिंपौरुषं ॥ तस्याएवमृगीदृशोमनसिजप्रेंखत्कटाक्षाशुगश्रेणीजर्जरितंमनागपिमनोनाद्यापिसंधुक्षते ॥४॥

અર્થ—હે કામદેવ ! આંબાના મોહોર રૂપી બાણને હાથમાં ધારણ ન કર, કદાચિત્ કર્યું તો હવે તેને ધનુષ ઉપર ન ચડાવ્ય, ફકત ક્રીડાએકરીનેજ જગતને જીતનાર એવા હે કામદેવ ! મૂર્છા પામેલા માણસને મારવાથી તારૂં પુરૂષાર્થપણુ શું ? મૃગલીના સરખા નેત્રવાળી તે પ્રિયાના ચપલ કટાક્ષરૂપી બાણની પંક્તિએકરીને જર્જરિત થઇ ગયેલું મારૂં મન હજી સુધી કાંઈ પણ પ્રદીપ્ત થયું નથી તેટલામાં તું શામાટે મારેછે ॥ ૪॥ કામદેવને કહેતાં રાધાજીના કટાક્ષની યાદી આવવાથી રાધાજીનું વર્ણન કરેછે:—

भ्रूपल्लवंधनुरपांगनिरीक्षणानिबाणागुणःश्रवणपालिरितिस्मरेण ॥ तस्यामनंगजयजंगमदेवतायामस्त्राणिकिंजितजगंतिसमर्पितानि ॥५॥

અર્થ—ભ્રકુટીપલ્લવરૂપી ધનુષ, કટાક્ષથી જોવું તે રૂપી બાણ અને કર્ણપાશરૂપી ધનુષના દોરી, એ રીતે જેણેકરીને જગત જીતેલુંછે એવા પોતાના હાથયારો તે કામદેવ પોતાની રાધાજી રૂપી જયકારક [1]જંગમ દેવતાનેવિષે, સમર્પણ કરેલાં છે કે શું ! ॥ ૫ ॥

( હે રાધાજી ! એવી રીતે તું કામદેવનો પણ ઉપકાર કરેછે માટે પરોપકારી છો તો મારેવિષે તારે નિર્દયતા કરવી યોગ્ય નથી. ) તે કહેછે:—

भ्रूचापेनिहितःकटाक्षविशिखोनिर्मातुमर्मव्यथांश्यामात्माकुटिलःकरोतुकबरीभारोपिमारोद्यमं ॥ मोहंतावदयंचतन्वितनुतांबिंबाधरोरागवान्सद्वृत्तःस्तनमंडलस्तवकथंप्राणैर्ममक्रीडति ॥६॥

અર્થ—હે તન્વિ ! તારી ભ્રકુટી રૂપી ધનુષમાં જોડાયેલો કટાક્ષરૂપી બાણ, મર્મમાં વ્યથા કરેછે તે ભલે કરો. કારણકે જે બાણ ધનુષમાં જોડાયેલો છે તે વાગવાનોજ અને જે વાગે તે વ્યથા કરે એવો એનો ધર્મ છે. તેમજ

[1] ચાલનારી દેવતા.

કાળો અને કુટિલ એવો તારો [1] કેશભાર તે મારવાનો ઉદ્યોગ કરેછે તે પણ ભલે કરો કારણ કે જે મલીન અને કુટિલ હોય તેનો એવો સ્વભાવ છે ॥ તેમ જ બિંબ ફળ સરખો લાલ એવો તારો અધર તે મોહનો વિસ્તાર કરેછે તે પણ ભલે કરો કારણ કે રાગી છે, તો રાગીનો એવો સ્વભાવછે. પણ [1] સદ્વૃત્ત એવો તારો સ્તનમંડલ તે મારા પ્રાણની સાથે તેને લેવા સારૂં કેમ ક્રીડા કરેછે. કારણ કે સારા આચરણવાળાને એમ કરવું ઊચિત નથી ॥ ૫ ॥ હવે અનુભવ કરાયેલા તેના વિલાસને સંભારીને કહેછે.

**तानिस्पर्शसुखानितेचतरलाःस्निग्धादृशोर्विभ्रमास्तद्वक्त्रांबुज सौरभंसचसुधास्पंदीगिरांवक्रिमा ॥ साबिंबाधरमाधुरीतिविषया संगेपिचेन्मानसंतस्यांलग्नसमाधिहंताविरहव्याधिःकथंवर्धते ॥७॥**

**અર્થ**—પ્રથમ અનુભવ કરાયેલાં તેજ શરીરના સ્પર્શનાં સુખ, ચપલ અને સ્નેહવાળા એવા તેજ દૃષ્ટિના વિલાસ, તેજ મુખકમળનો સુગંધ, અમૃતને વરસાવનારી તેજ વાણીની વક્રોક્તિ, અને તેજ બિમ્બસરખા અધરની માધુરી, એવી રીતે પાંચે ઈન્દ્રિયોના વિષયની આસક્તિમાં રાધાજીનેવિષે લગ્ન સમાધિવાળું મન છે તોપણ મને વિરહનો વ્યાધિ કેમ વધે છે. ॥ ૭ ॥ હવે કવિ પ્રથમ ગોપિયોના મંડળમાં રાધાજીયે જોયેલા શ્રીકૃષ્ણના વર્ણન રૂપી આશિષની યોજના કરે છે.

**तिर्यक्कंठविलोलमौलितरलोत्तंसस्यवंशोच्चरद्गीतस्थानकृताव धानललनालक्षैर्नसंलक्षिताः ॥ संमुग्धंमधुसूदनस्यमधुरेराधामुखें दौमृदुस्पंदेकंदलिताश्चिरंदधतुवःक्षेमंकटाक्षोर्मयः ॥८॥**

**અર્થ**—જેનો કંઠ [2] તિર્યક્ છે અને જેના ચલાયમાન મુકુટ ઉપર ચપલ એવું શિરોભૂષણ શોભી રહ્યું છે એવા શ્રીમધુસૂદનના—વાંસળીમાં ગવાયેલા રાગના સ્વર ગ્રામ અને મૂર્છના ઇત્યાદિમાં જેઓએ ચિત્તવૃત્તિ રાખેલછે એવી લાખો ગોપાંગનાઓએ પણ ન જાણેલા, તેમજ મધુર અને મૃદુ એવા રાધાજીના મુખચંદ્રઉપર વિસ્તારને પામેલા એવા કટાક્ષના તરંગ તમારૂં કલ્યાણ કરો ॥૮॥

**इति श्रीगीतगोविंदे महाकाव्ये मुग्धमधुसूदनोनाम तृतीयः सर्गः ॥३॥**

---

૧ સારા આચરણવાળો (બીજા અર્થમાં) ગોળાકાર. ૨ તિરછો, (વક્ર).

હવે શ્રીરાધાજીના વિરહેંકરીને ઉત્કંઠિતથયેલા શ્રીકૃષ્ણપાસે શ્રીરાધાજીની સખી આવીને કહેછે. ॥

यमुनातीरवानीरनिकुंजेमंदमास्थितं ॥ प्राहप्रेमभ्रमोद्भ्रांतंमाधवंराधिकासखी ॥१॥

અર્થ—યમુનાજીના કાંઠા ઉપર [1]વેતસ યુક્ત લતાગૃહમાં [2]નિરૂપમ જેમ હોય તેમ બેઠેલા અને શ્રીરાધાજીનેવિષે ઘણા પ્રેમેકરી ઉન્મત્ત થયેલા એવા શ્રીમાધવને શ્રીરાધાજીની સખી કહે છે.

## ॥ अष्टपदी ॥

कर्णाटरागे एकतालीताले च गीयते.

[3]કર્ણાટરાગમાં અને એકતાલીતાલમાં ગવાયછે.

निंदतिचंदनमिंदुकिरणमनुविंदतिखेदमधीरं ॥ व्यालनिलयमिलनेनगरलमिवकलयतिमलयसमीरं ॥१॥ साविरहेतवदीनामाधवमनसिजविशिखभयादिवभावनयात्वयिलीना ॥ ध्रु० ॥ अविरलनिपतितमदनशरादिवभवदवनायविशालं ॥ स्वहृदयमर्मणिवर्मकरोतिसजलनलिनीदलजालं ॥२॥ कुसुमविशिखशरतल्पमनल्पविलासकलाकमनीयं ॥ व्रतमिवतवपरिरंभसुखायकरोति कुसुमशयनीयं ॥३॥ वहतिचविगलितलोचनजलधरमाननकमलमुदारं ॥ विधुमिवविकटविधुंतुददंतदलनगलितामृतधारं ॥४॥ विलिखतिरहसिकुरंगमदेनभवंतमसमशरभूतं। प्रणमतिमकरमधो

---

૧ એવે નામે વૃક્ષ. ૨ સાવધાન. ૩ કર્ણાટ રાગનું લક્ષણ ॥ श्लोक कृपाणपाणिर्गजदंतपत्रमेकंवहन्दक्षिणकर्णपूरं ॥संस्तूयमानःसुरचारणौघैः कर्णाटरागःशिखिकंठनीलः ॥ અર્થ—જેના હાથમાં ખડ્ગ છે અને જેણે ફક્ત એક જમણા કાન ઉપર આભૂષણની જગોએ હાથીના દાંતની કાંતિઓ ધારણ કરેલો છે ॥ દેવ અને ચારણોના સમૂહે જેમની સ્તુતિ કરેલી છે અને મોરની ડોક જેવો જેનો શ્યામ વર્ણ છે એવો કર્ણાટ નામનો રાગ છે. ॥૧॥

विनिधायकरेचशरंनवचूतं ॥५॥ प्रतिपदमिदमपिनिगदतिमा धवतवचरणेपतिताहं ॥ त्वयिविमुखेमयिसपदिसुधानिधिरपितनुतेतनुदाहं ॥६॥ ध्यानलयेनपुरःपरिकल्प्यभवंतमतीवदुरापं ॥ विलपतिहसतिविषीदतिरोदितिर्वंचतिमुंचतितापं ॥७॥ श्रीजयदेवभणितमिदमधिकंयदिमनसानटनीयं ॥ हरिविरहाकुलवल्लवयुवतिसखीवचनंपठनीयं ॥८॥

અર્થ—હે માધવ ! તમારા વિરહમાં રાધાજી દીન થઇ ગયાં છે. અને તે કામદેવના બાણના ભયથી ભાવનાએ કરીને તમારેવિષે લીન થઇ ગયાં હોય નહિ શું એવાં થઇ રહ્યાં છે. ॥ ધ્રુ૦॥ એટલુંજ નહિ પણ ચંદન અને ચંદ્રમાના કિરણોની નિંદા કરેછે કે જે શીતળસ્વભાવવાળાં છે તે મુને બાળેછે. તેથી મારાંજ દુર્ભાગ્ય છે. એમ કહીને પછી અધીર થઇને ખેદ પામે છે ॥ ચંદન વૃક્ષમાં રહેલા સર્પના મિલાપેકરીને મલયાચલના પવનને પણ વિષમય હોય નહીં શું એમ જાણે છે ॥ ૧ ॥ વિરહાગ્નિનું શમન કરવાસારૂં ભીંજવેલાં કમલવેલના પત્રોને હૃદય ઉપર ધારણ કરે છે. તે નિરંતર ઉપરાઉપર હૃદય મર્મમાં પડતાં કામદેવનાં બાણથી હૃદયમાં રહેલા તમારા શરીરની રક્ષા કરવા સારૂં ભીનાં કમલવેલનાં પત્ર રૂપી બકતરને ધારણ કરતાં હોય નહિ શું એવાં દેખાય છે ॥ ૨ ॥ ઘણા વિલાસ અને કલાની આશાએ અતિ સુંદર પુષ્પની શય્યા કરે છે. તે પણ તમારા આલિંગનના સુખ સારૂં, કામદેવના બાણની શય્યાનું વ્રત કરતાં હોય નહિ શું એમ જણાય છે ॥ ૩ ॥ જેમાં નેત્રમાંથી જલની ધારાઓ પડે છે એવા ઉદાર મુખકમળને ધારણ કરી રહ્યાં છે. ॥ તે જાણિએ વિકટ એવા રાહુના દાંત વાગવાથી જેમાંથી અમૃત ધારા પડતી હોય એવો ચંદ્ર હોય નહીં શું એવું શોભે છે ॥ ૪ ॥ કસ્તુરીએકરીને એકાંતમાં કામદેવ સરખું તમારૂં ચિત્ર લખેછે તેમાં નીચે મત્સ્યનું વાહન કરે છે અને હાથમાં આંબાના મોહોરનું બાણ આપે છે ॥ ને પછી પ્રણામ કરે છે કારણ કે તમ વિના બીજો કોઇ કામદેવ નથી. તમેજ ચિત્તનો ઉન્માદ કરાવોછો માટે ॥ ૫ ॥ કેવળ પ્રણામ કરે છે એટલુંજ નહીં. વળી ક્ષણે ક્ષણે એમ પણ કહે છે જે હે માધવ ! હું તમારા ચરણોમાં પડી છું તમે મારેવિષે વિમુખ થાઓછો તો આ ચંદ્રમા એકદમ મારા શરીરનો દાહ કરે છે એમ કહે છે ॥ ૬ ॥ વળી અતિ વ્યગ્ર થાય છે ત્યારે ઘણા દુઃખે કરીને પ્રાપ્ત થાઓ એવા તમો તેને ધ્યાનના લયેકરીને પ્રત્યક્ષ કલ્પીને પછી પ્રલાપ કરે છે. અને હસે છે વળી જ્યારે ધ્યાન છુટી જાય છે ત્યારે ખેદ

પામે છે અને રૂવેછે. વળી પાછા ધ્યાનમાં સ્ફુરાયમાન થાઓછો ત્યારે તમારી પાછળ દોડે છે. અને આલિંગન કરીને ખેદને મુકે છે. ॥ ૭ ॥ કવિ કહે છે કે જો મનને નાચ કરવાની મરજી થાતી હોય તો જેમાં વિરહાતુર થયેલાં રાધાજીની સખીનાં વચન છે એવું શ્રી જયદેવે કહેલું ગીત સારી રીતે ભણો ॥ ૮ ॥ સખી કહેછે-હે કૃષ્ણ! તમારા વિના તે કાંઇ પણ નિવૃત્તિ પામતી નથી (તેજ દર્શાવેછે)

**आवासोविपिनायतेप्रियसखीमालापिजालायतेतापोपिश्वसितेनदावदहनज्वालाकरालायते॥ सापित्वद्विरहेणहंतहरिणीरूपायतेहाकथंकंदर्पोपियमायतोविरचयन्शार्दूलविक्रीडितं ॥२॥**

અર્થ—ખેદ થાય છે કે હે શ્રીકૃષ્ણ! તમારા વિરહેકરીને શ્રી રાધાજી મૃગલી સરખાં દેખાય છે કારણ કે જેને રેહેવાનું સ્થાન છે તે પ્રિયના સંગ વિનાનું દુઃખ કારક છે માટે અરણ્ય જેવું લાગે છે. પ્રિય સખિએ પેહેરાવેલી માળા પણ કયાંક જતી રહેવાની શંકાથી બાંધી લીધી હોય નહિં શું એમ જાળ સરખી લાગે છે ॥ સંતાપ છે એ પણ નિઃશ્વાસાઓના પવનથી વૃદ્ધિ પામે છે. તે ઘણા પવનથી વૃદ્ધિ પામેલા દાવાનલની જ્વાલા સરખો ભયંકર લાગે છે. વળી ખેદ થાય છે કે વ્યાઘ્ર જેવી ક્રીડા કરનારો કામદેવ પણ યમ જેવો લાગે છે. અર્થાત્ જેમ મૃગલી વનમાં દાવાનળની જ્વાલાથી દુઃખ પામી હોય અને વ્યાઘ્રના ત્રાસથી ભય પામીને કોઇ જાળમાં ફસાઇ પડી હોય અને પછી કોઇ રીતે નિવૃત્તિ ન પામે તેમ આ રાધાજી પણ તેવાં થયેલાં છે ॥ એથી કરીને સખીએ મૃગલી સરખી રાધાજીનો શ્રીકૃષ્ણનેવિષે દૃઢ પ્રેમ દેખાડયો અને શ્રીકૃષ્ણનું કઠિન હૃદયપણું બતાવ્યું ॥ ૨ ॥ વળી તેજ ચેષ્ટાઓ વિશેષે કરીને કહે છે.

## ॥ अष्टपदी ॥

**देशरागे एकतालीताले च गीयते**

૧ દેશરાગમાં અને એકતાલી તાલમાં ગવાયછે.

**स्तनविनिहितमपिहारमुदारं ॥ सामनुतेकृशतनुरिवभारं॥१॥**
**राधिकाविरहेतवकेशव ॥ ध्रु० ॥ सरसमसृणमपिमलयजपंकं ॥**

---

૧ દેશરાગનું લક્ષણ ॥ श्लोक ॥ आस्फोटनाविष्कृतरोमहर्षोनियुद्धसन्नद्धविशालबाहुः ॥ प्रांशुःप्रचंडद्युतिरिंदुगौरोदेशाख्यरागःकिलमल्ल-

पश्यतिविषमिववपुषिसशंकं ॥२॥ श्वसितपवनमनुपमपरिणाहं ॥ मदनदहनमिववहतिसदाहं ॥३॥ दिशिदिशिकिरतिसजलकणजालं ॥ नयननलिनमिवविदलितनालं ॥४॥ नयनविषयमपिकिसलयतल्पं ॥ कलयतिनिहितहुताशविकल्पं ॥५॥ त्यजतिनपाणितलेनकपोलं ॥ बालशशिनामिवसायमलोलं ॥६॥ हरिरितिहरिरितिजपतिसकामं ॥ विरहविहितमरणेनचकामं ॥७॥ श्रीजयदेवभणितमितिगीतं ॥ सुखयतुकेशवपदमुपनीतं ॥८॥

**અર્થ**—હે કેશવ ! તમારા વિરહમાં દુબલાં થઇ ગયેલાં રાધાજી પોતાના સ્તનઉપર રાખેલા ઉતમ હારને પણ ભાર રૂપ માને છે ॥ ૧ ॥ સરસ સ્નિગ્ધ અને મૃદુ એવા ચંદનના પંકને પણ શંકા સહિત વિષરૂપ દેખેછે ॥ ૨ ॥ જેની ઉપમા આપિ શકાય નહિ એવા ઘણા લાંબા અને દાહ સહિત નિઃશ્વાસોને કામદેવના અગ્નિરૂપ જાણીને ધારણ કરેછે ॥ ૩ ॥ જલની કણિકાઓવાળું અને જેનું નાળવું છેદાઇ ગયું હોય એવા કમળ સરખું પોતાનું નેત્રકમલ તેને સર્વ દિશાઓમાં નાખેછે (અર્થાત્) સર્વ દિશાઓ તરફ જુવેછે ॥ ૪ ॥ નજરે દેખાતી નવીન પલ્લવની શય્યાને પણ અગ્નિના ભ્રમ વાળી માનેછે ॥ ૫ ॥ સાંજનો વખત થાયછે ત્યારે રાત્રિ કેવીરીતે જાશે એવિ ચિંતાથી નિશ્ચળ એવા કપોળને હથેલીમાંથી અળગો કરતાં નથી તે સાંજવખતે ઉગેલા બાલ ચંદ્રમા સરખો શોભેછે ॥ ૬ ॥ અસહ્ય વિરહેકરીને થયેલું મરણ નજીક આવ્યું હોય નહિ શું એમ યથેચ્છિત અભિલાષાપૂર્વક હરિ હરિ જપ્યા કરેછે ॥ ૭ ॥ કવિ કહેછે કે એવિ રીતે શ્રી જયદેવે કહેલું ગીત શ્રીકેશવના ચરણારવિંદમાં ચિત્ત રાખનારા શ્રોતા જનને સુખ આપો ॥ ૮ ॥ જ્યારે રાધાજીની એવી અવસ્થા તો થઇજ ત્યારે હવે મારે ત્યાં આવવાથી શું ફળ એમ શ્રીકૃષ્ણનો અભિપ્રાય જાણીને સખી કહેછે.

---

मूर्तिः ॥१॥ **અર્થ**—ખંભા ઠોકવાથી શૂરવીરના રૂંવાડાં જેણે ઉભાં કરાવેલ છે બાહુયુદ્ધ (કુસ્તિ) કરવામાં જેના હાથ મજબુત અને વિશાળ છે. જેના શરીરનું કદ લંબાઇમાં છે, પ્રચંડ જેની કાંતિછે, ચંદ્રમા સરખો જેનો ગૌર વર્ણ છે અને પહેલવાન મલ્લના સરખી જેની મૂર્તિ છે એવો દેશ નામનો રાગ છે ॥ ૧ ॥

सारोमांचातिसीत्करोतिविलपत्युत्कंपतेताम्यतिध्यायत्युद्भ्रमतिप्रमीलतिपतत्युद्यातिमूर्च्छत्यापि ॥एतावत्यतनुज्वरेवरतनुर्जीवेन्नकिंतेरसात्स्ववैद्यप्रतिमप्रसीदसिनचेत्त्यक्तोन्यथाहस्तकः ॥३॥

અર્થ—તે રાધાજી શરીરમાં રોમાંચિત થાયછે સીત્કાર કરેછે પ્રલાપ કરેછે કંપેછે ખેદ પામેછે તમારૂં ધ્યાન કરેછે અતિ ભ્રાંતિ પામેછે નેત્ર સંકોચી જાયછે પૃથ્વીઉપર પડી જાયછે પૃથ્વીમાં લોટેછે અને મૂર્છા પામેછે એવો જેને [1]અતનુ જવર છે તેમ છતાં સર્વથી ઉત્તમ શરીરવાળાં એવાં તે રાધાજી તમારા [2] રસાયનથી શું જીવે નહિ? જીવેજ માટે હે અશ્વિની કુમાર વૈદ્ય તુલ્ય શ્રીકૃષ્ણ! તમે જો પ્રસન્ન નહિં થાઓ અને [3]રસ નહિં આપો તો બીજી સખિએ કરેલા બાહ્યોપચાર તો હવે બંધ કરેલા છે ॥ ૩ ॥ એવિ રીતે શ્લેષોક્તિએકરીને સખિએ રાધાજીની પીડાનું વર્ણન કર્યું. હવે પ્રત્યક્ષ રીતે કહેછે.

स्मरातुरांदैवतहृद्यवैद्यत्वदंगसंगामृतमात्रसाध्यां ॥ विमुक्तबाधांकुरुषेनराधामुपेंद्रवज्रादपिदारुणोसि ॥४॥

અર્થ—દેવતાઓના વૈદ્ય કરતાં પણ હૃદયને રૂચિ કરનાર એવા હે શ્રીકૃષ્ણ! સ્મરે કરીને આતુર અને ફક્ત તમારા અંગના સંગરૂપી અમૃતે કરીનેજ સાધ્ય એવાં રાધાજીને જો તમે આ પીડાથી મુક્ત નહિ કરો તો હું જાણું છું જે તમે ઇંદ્રના વજ્રથી પણ અધિક દારૂણ છો કારણ કે ઇંદ્રનું વજ્ર તો સ્પર્શ કરીને મારેછે અને તમે તો સ્પર્શ કર્યા વિના વિયોગથી મારોછો ॥ ૩ ॥ એથિ કરીને શ્રીકૃષ્ણનેવિષે રાધાજીની અતિ પ્રીતિ કહિ અને હવે રાધાજી કેવીરીતે પોતાનું જીવન જાળવી શકેછે તે કહેછે.

कंदर्पज्वरसंज्वरातुरतनोराश्चर्यमस्याश्चिरंचेतश्चंदनचंद्रिकाकमलिनीचिंतासुसंताम्यति ॥ किंतुक्षांतिरसेनशीतलतरंत्वामेकमेवप्रियंध्यायंतीरहसिस्थिताकथमपिक्षीणाक्षणंप्राणिति ॥५॥

અર્થ—આશ્ચર્ય થાયછે જે કામજ્વરના સંતાપેકરીને જેનું શરીર આતુર છે એવાં રાધાજીનું ચિત્ત, ચંદન ચંદ્રની કાંતિ અને કમળની વેલ એનું ધ્યાન કરવામાં પણ ખેદ પામે છે ત્યારે કેમ જીવી શકેછે કે એકાંતમાં બેસીને તમારા આવવાની વાટ જોઇને તેની નિવૃત્તિના રસે કરીને શીતલ અને

---

૧ ઘણો જવર–(બીજા અર્થમાં) કામજ્વર ૨ ઔષધ–(બીજા અર્થમાં) શૃંગાર રસનો. સ્થાયી ભાવ ૩ ઔષધ–(બીજા અર્થમાં) શૃંગાર રસ.

પ્રિય એવું એક તમારૂં ધ્યાન કરતાં એવાં અને દુબળાં થઇ ગયાં એવાં જેમ તેમ કરીને શ્વાસ લેછે ॥ ૪ ॥

હવે સખી અતિ વ્યાકુળતાએકરી દીન થઇને કહેછે.

**क्षणमपिविरहःपुरानसेहेनयननिमीलनखिन्नयाययाते ॥ श्वसितिकथमसौरसालशाखांचिरविरहेणविलोक्यपुष्पिताग्रां ॥५॥**

**અર્થ**—આંખનું મટકું મારવું એટલી વાર પણ પ્રિયના અદર્શનથી ખેદ પામતાં એવાં જે રાધાજીયે પૂર્વે ક્ષણમાત્ર પણ તમારો વિરહ સહ્યો ન હતો તે ઘણા સમય થયા વિરહવાળાં થઇને [1]પુષ્પિત થયેલા અગ્રભાગવાળી આંબાની શાખાને જોઇને કેમ શ્વાસ લેછે. મતલબ કે કેમ જીવી શકેછે તે પણ આશ્ચર્ય થાયછે ॥ ૫ ॥

આપણા ગોકુળના માણસોનું રક્ષણ કરવાનું જેને વ્રતછે એવા આ નંદરાજના કુમાર અવસ્ય મારી સખિ રાધાજીને પણ વિરહના તાપથી નિવૃત્ત કરશે એવો નિશ્ચય કરીને રાધાજીની સખી શ્રીગોવર્ધનોદ્ધરણની [2]લીલા સંભારતી સંભારતી પોતાની સખિ રાધાજીને સાંત્વન કરવા ચાલી; કવિ પણ એજ પ્રસંગ સંભારીને તેની લીલાના એક આશ્રય રૂપ શ્રીકૃષ્ણના બાહુનું વર્ણન કરતાં આશિષ આપેછે ॥

**वृष्टिव्याकुलगोकुलावनरसादुद्धृत्यगोवर्द्धनंबिभ्रद्वल्लववल्लभाभिरधिकानंदंचिरंचुंबितः ॥ दर्पेणैवतदर्पिताधरतटीसिंदूरमुद्रांकितोबाहुर्गोपतनोस्तनोतुभवतांश्रेयांसिकंसद्विषः ॥६॥**

**અર્થ**—વૃષ્ટિએકરીને વ્યાકુળ થયેલા ગોકુળની રક્ષા કરવા સારૂ ઇંદ્ર વિજય કારક અહંકારથી ગોવર્ધન પર્વતને ઉપાડીને ધારણ કરનારો, અને ગોપાંગનાઓએ ઘણા આનંદથી ઘણીવાર સુધી ચુંબન કરાયેલો અને ચુંબન કરતી વખતે લલાટનો સિંદૂર ચોટવાથી ઇંદ્રના વિજયને સૂચવનારી મુદ્રાએ કરીને અંકિત થયો હોય નહિં શું એમ શોભતો એવો ગોપવેશધારી કંસના રિપુ (શ્રીકૃષ્ણ)નો બાહુ તમારા કલ્યાણનો વિસ્તાર કરો ॥ ૪ ॥

**इतिश्रीगीतगोविंदेमहाकाव्ये मधुसूदनोनामचतुर्थःसर्गः ॥४॥**

ત્યારપછી રાધાજીની પીડા સાંભળીને વ્યાકુળ થયા તો પણ પોતાનો અપરાધ વિચારી શક પામતા એવા શ્રીકૃષ્ણ પોતે રાધાજી પાસે ગયા નહિં

---

૧ જેના અગ્રભાગમાં મોહોર આવેલોછે એવી. ૨ વિલાસો.

પોતાના દુ:ખના નિવેદનપૂર્વક વિનય કરીને રાધાજીના કોપને શિથિલ કરવા સારૂ તેજ સખીને પાછી મોકલી તે કહેછે.

**अहमिहनिवसामियाहिराधामनुनयमद्वचनेनचानयेथाः॥ इति मधुरिपुणासखीनियुक्तास्वयमिदमेत्यपुनर्जगादराधां ॥१॥**

**અર્થ**—હું આંહિ રહુંછું અને તું રાધાજીપાસે જા મારા વચનેકરીને તેની પાસે પ્રાર્થના કરચ જો તારા મારફત કહેવરાવવાથી તેનું માન ઉતરી જાય તો તેને આહીં લઇ આવ્ય એમ કહીને શ્રીહરિએ મોકલેલી સખી, રાધાજી પાસે આવીને વળિ આવિરિતે કહેવા લાગી.

# ॥ अष्टपदी ॥

॥ वराडिरागे रुपकताले च गीयते ॥

¹વરાડીરાગમાં અને રૂપક તાલમાં ગવાયછે.

**वहतिमलयसमीरेमदनमुपधाय ॥ स्फुटतिकुसुमनिकरेविरहिहृदयदलनाय ॥१॥ सखिसीदतितवविरहेवनमाली ॥ ध्रु०॥ दहतिशिशिरमयूखेमरणमनुकरोति ॥ पततिमदनविशिखेविलपति विकलोति ॥२॥ ध्वनतिमधुपसमूहेश्रवणमपिदधाति ॥ मनसिवलितविरहेनिशिनिशिरुजमुपयाति ॥३॥ वसतिविपिनवितानेत्यजतिललितधाम ॥ लुठतिधरणिशयनेबहुविलपतितवनाम ॥४॥ भणतिकविजयदेवेविरहिविलसितेन ॥ मनसिरभसविभवेहरिरुदयतुसुकृतेन ॥५॥**

**અર્થ**—હે સખિ! જ્યારે કામદેવને આગળ કરીને મલયાચલનો પવન ચાલેછે. અને વિરહિ જનના હૃદયને ભેદ કરવા સારૂ પુષ્પના સમૂહ ઉઘડેછે

---

૧ વરાડી રાગણીનું લક્ષણ **શ્લોક** ॥ विनोदयंतीदयितंसुकेशीसुकंकणाचामरचालनेन॥कर्णेदधानासुरपुष्पगुच्छंवरांगनेयंकथितावराडी॥१॥ **અર્થ**—સુંદર જેના કેશ છે હાથમાં જેણે સુંદર કંકણ પહેરેલાં છે કાનમાં જેણે કલ્પવૃક્ષનાં પુષ્પનો ગુચ્છ ધારણ કરેલોછે અને ચામરના ચાલનેકરીને ( ચમર ઢોલવાથી ). જે પોતાના પ્રિયને વિનોદ કરાવેછે એવી ઉત્તમ અંગ વાળી વરાડી નામની રાગણી કહેલી છે ॥ ૧ ॥

ત્યારે તમારા વિરહમાં શ્રીવનમાળી દુઃખ પામેછે ॥૧॥ ધ્રુ૦ ॥ ચંદ્ર જ્યારે દાહ કરેછે ત્યારે મરણ તુલ્ય થઈ જાયછે, જ્યારે કામના બાણ પડવા લાગેછે ત્યારે વિકળ થઇને વિલાપ કરેછે ॥ ૨ ॥ જ્યારે ભમરાના સમૂહો શબ્દ કરેછે ત્યારે હાથેકરીને કાનને ઢાંકી દેછે ॥ રાત્રિએ મનમાં જેમ જેમ વિરહ વૃદ્ધિ પામેછે તેમ તેમ ક્ષણે ક્ષણે પીડા પામેછે ॥ ૩ ॥ અતિ સુંદર ઘરનો ત્યાગ કરીને મોટા અરણ્યમાં નિવાસ કરેછે, પૃથ્વીરૂપી શય્યામાં લોટેછે અને વારંવાર તમારૂં નામ લઇને બહુ વિલાપ કરેછે ॥ ૪ ॥ જયદેવ કવિ કહેછે કે હરિના વિરહેકરીને શોભાયમાન અને સુકૃતરૂપ આ ગીતેંકરીને જેમાં પ્રેમ અને ઉત્સાહનો વિભવ થયેલો છે એવા કહેનારા અને સાંભળનારાઓના મનમાં શ્રીહરિ ઉદય પામો ॥ ૫ ॥ એવિરીતે પોતાના પ્રાણનાથ શ્રીકૃષ્ણનું વિરહથી થયેલું વિકળપણું સાંભળીને જ્યારે રાધાજી મૂર્છિત થઇ ગયાં ત્યારે તેની સખીની વાણી પણ સ્તંભિત થઇગઇ એવા અભિપ્રાયથી પાંચ પદેંકરીને કવિએં ગીત સમાપ્ત કર્યું ॥ હવે તે મૂર્છા મટવાનો બીજો કોઇ ઉપાય ન મળવાથી તેની સખી ફરીથી શ્રીકૃષ્ણના ચરિત્રનું વર્ણન કરવા લાગી.

पूर्वंयत्रसमंत्वयारतिपतेरासादिताःसिद्धयस्तस्मिन्नेवनिकुंजमन्मथमहातीर्थेपुनर्माधवः ॥ ध्यायंस्त्वामनिशंजपन्नपितवैवालापमंत्राक्षरंभूयस्त्वत्कुचकुंभनिर्भरपरीरंभामृतंवांछति ॥२॥

અર્થ—હે સખિ ! પ્રથમ જે ઠેકાણે તમારી સાથે શ્રીમાધવે આલિંગન ચુંબનાદિક કામદેવની સિદ્ધિઓ મેળવેલી હતી તેજ લતાગૃહરૂપી કામદેવના મોટા તીર્થમાં ફરીથી શ્રી માધવ તમારૂં ધ્યાન કરેછે તમારા આલાપરૂપી મંત્રાક્ષરને જપેછે અને ફરીથી તમારા કુચ કુંભના મજબુત આલિંગન રૂપી અમૃતની વાંછના કરેછે ॥ ૨ ॥ એવાં શ્રીકૃષ્ણનાં ચરિત્રો સાંભળવાથી રાધાજીને કાંઇક શ્વાસ આવ્યો ત્યારે અતિ ઉત્કંઠિત થઇને શ્રીકૃષ્ણ તમારી વાટ જુવેછે માટે હવે આપણે સામું જાવું ઘટેછે એવિરિતે અભિસાર કરવા સારૂં સખી પ્રાર્થના કરેછે.

# ॥ अष्टपदी ॥

गुर्जरीरागे एकतालीताले च गीयते.

૧ ગુર્જરીરાગમાં અને એકતાલીતાલમાં ગવાયછે.

रतिसुखसारे गतमभिसारे मदनमनोहरवेशं ॥ नकुरुनितंबिनि गमनविलंबनमनुसरतंहृदयेशं ॥ १ ॥ धीरसमीरेयमुनातीरेवसतिवनेवनमाली ॥ध्रु०॥ नामसमेतंकृतसंकेतंवादयतेमृदुवेणुं ॥ बहुमनुतेननुतेतनुसंगतपवनचलितमपिरेणुं ॥२॥ पततिपतत्रेविचलतिपत्रेशंकितभवदुपयानं ॥ रचयतिशयनंसचकितनयनंपश्यतितव पंथानं ॥३॥ मुखरमधीरंत्यजमंजीरंरिपुमिवकेलिसुलोलं ॥ चलसखिकुंजंसतिमिरपुंजंशीलयनीलनिचोलं ॥४॥ उरसिमुरारेरुपहितहारेघनइवतरलबलाके ॥ तडिदिवपीतेरतिविपरीतेराजासिसुकृतविपाके ॥ ५ ॥ विगलितवसनंपरिहृतरसनंघटयजघनमपिधानं ॥ किसलयशयनेपंकजनयनेनिधिमिवहर्षनिधानं ॥६॥ हरिरभिमानीरजनिरिदानीमियमपियातिविरामं ॥ कुरुममवचनंसत्वररचनं पूरयमधुरिपुकामं॥७॥श्रीजयदेवेकृतहरिसेवेभणतिपरमरमणीयं ॥ प्रमुदितहृदयंहरिमतिसदयंनमतसुकृतकमनीयं ॥८॥

અર્થ—હે સખિ ! જ્યાં મંદ મંદ પવન વહેછે એવા યમુનાજીના કાંઠા ઉપર વનનેવિષે વનમાળી વસેછે ॥ધ્રુ૦॥ માટે હે નિતંબિનિ! ત્યાં જવાનો વિલંબ ન કરો. રતિ સુખના સારરૂપી અભિસારમાં પ્રાપ્ત થયેલા અને જેનો કામદેવ

---

૧ ગુર્જરી રાગનું લક્ષણ પહેલા સર્ગમા કહેલું છે ) અભિસારિકાનું લક્ષણ. श्लोकः ॥ अभिसारयतेकांतंस्वयंवाभिसरत्यपि ॥ साज्योत्स्नीतामसीयानयोग्यवेषाभिसारिका ॥ અર્થ જેનાયિકા પોતાના સંકેત સ્થળમાં પ્રિયને તેડાવે અથવા પોતે પ્રિયના સંકેત સ્થળમાં જાય તે અભિસારિકા કહેવાય તે બે પ્રકારની એક જ્યોત્સ્નાભિસારિકા અને બીજી કૃષ્ણાભિસારિકા ( એટલે ૧ લી અજવાળી રાત્રિમાં ધોળો પોશાક પેહેરીને પ્રિય પાસે જાય અને ૨જી અંધારી રાત્રિમાં કાળો પોશાક પેહેરીને જાય.)

સરખો મનોહર વેશ છે એવા તમારા હૃદયના સ્વામી શ્રીકૃષ્ણને અનુસરો ॥૧॥ જેમાં તમારા નામ સહિત સંકેત કરેલો છે એવા વેણુને ધિરે ધિરે વગાડેછે ॥ તમારા શરીરને સ્પર્શ કરનાર વાયુની સાથે મળેલા રજકણને પણ તે ધન્ય માનેછે ॥ ૨ ॥ જ્યારે વૃક્ષ ઉપરથી પક્ષી ઉડેછે ને પત્ર ચલાયમાન થાય છે ત્યારે તમારી આવવાની શંકાને લીધે શય્યા રચેછે અને ચકિત નેત્રવાળા થઇને તમારો આવવાનો રસ્તો જુવેછે ॥ ૩ ॥ હે સખિ! શબ્દાયમાન અધિર ચપલ અને રતિ ક્રીડા વખતે શત્રુ સરખું આ ઝાંઝર તેને છોડી નાખો શ્યામ ચોલો ધારણ કરી લ્યો અને અંધારાના સમૂહવાળા કુંજગૃહ તરફ ચાલો ॥ ૪ ॥ હે સખિ! વિપરીત રતિવખતે જેમાં હાર પડેલો છે એવું અને સુકૃતના ફળ રૂપી એવું મુરારિનું ઉરઃસ્થળ છે તે ઉપર ગૌર વર્ણવાળાં તમે તે જેમ ચપળ વાદળીવાળા કાળા મેઘમાં વીજળી શોભે તેમ શોભો ॥ ૫ ॥ કમળના પત્ર સરખાં જેનાં નેત્ર છે એવી હે સખિ! વસ્ત્ર ઉતારી લેવાથી તથા રશના હરિ લેવાથી ઉઘાડું થઇ ગયેલું એવું અને તેથીકરીનેજ શ્રીકૃષ્ણને હર્ષના ભંડાર રૂપી એવું તમારૂં જઘનસ્થળ તે ત્યાં જઇને નવીન પલ્લવની શય્યા ઉપર રાખો ॥ ૬ ॥ હે સખિ! હરિ અભિમાની છે અને રાત્રિ પણ હવે વિરામ પામીછે માટે હવે જેમ સત્વર રચના થાય એમ મારૂં કહ્યું કરો અને શ્રી મધુરિપુના મનોરથ પૂર્ણ કરો ॥ ૭ ॥ જેણે શ્રી હરિની સેવા કરેલીછે એવા શ્રી જયદેવ કવિયે પરમ રમણીય એવું આ ગીત કહ્યું ॥ હે સત્પરૂષો! હૃદયને હર્ષિત કરીને અતિ દયાલુ અને સુકૃતેંકરીને મનોહર એવા શ્રીકૃષ્ણને પ્રણામ કરો ॥૮॥ હવે અતિ શીઘ્ર અભિસાર કરાવવા સારૂ અતિ ઉત્કંઠિત પ્રિયના દુઃખનું વર્ણન કરેછે.

**विकिरतिमुहुःश्वासानाशांपुरोमुहुरीक्षतेप्रविशतिमुहुःकुंजंगुंजन्मुहुर्बहुताम्यति॥रचयतिमुहुःशय्यांपर्याकुलंमुहुरीक्षतेमदनकदनक्लांतःकांतेप्रियस्तववर्त्तते ॥ ३ ॥**

અર્થ—હે મનોહર સખિ! તમારા પ્રિય શ્રીકૃષ્ણ કામદેવના દુઃખેકરીને ખેદ પામેલા છે તે વારંવાર તમારી આવવાની આશા છોડીને નિઃશ્વાસ મુકેછે વળી કદાચિત્ હમણાં આવશે એવી આશાથી વારંવાર દિશાઓ તરફ જુવેછે છાની રીતે બીજી તરફથી આવીને કુંજ ગૃહમાં છુપાઇ રહિ હશે શું એમ સમજીને વારંવાર કુંજ ગૃહમાં પ્રવેશ કરેછે અને ત્યાં તમને ન જોયાં ત્યારેં તે કેમ નહિ આવિ હોય એમ વારંવાર મંદ મંદ શબ્દ કરેછે ને બહુ ખેદ પામેછે વળી મારેવિષે તે દૃઢ પ્રેમવાળી છે માટે હમણાં આવશે એવી આશાથી વારંવાર પલ્લવની શય્યા રચેછે વળી મારી ચિત્તવૃત્તિ જાણવાસારૂ આટલામાં ક્વાંઇ

છુપાઇને ઉભી હશે એવી આશાથી વારંવાર આકુળ થઇને ચોતરફ જુવેછે. માટે હે સખિ હવે જલદી જાવું જોઇએ ॥ ૩॥ હવે જાવાના સમયનું અનુકૂળ પણું બતાવે છે.

**स्वद्बाष्पेणसमंसमग्रमधुनातिग्मांशुरस्तंगतोगोविंदस्यमनोरथै नचसमंप्राप्तंतमःसांद्रतां ॥कोकानांकरुणस्वनेनसदृशीदीर्घामदभ्य र्थना तन्मुग्धेविफलंविलंबनमसौरम्योभिसारक्षणः ॥ ४ ॥**

અર્થ—હે સખિ! તારા અશ્રુની સાથે સૂર્ય પણ સમગ્ર ૧ અસ્ત પામ્યો અને શ્રી ગોવિંદના મનોરથની સાથે અંધારૂ પણ ૨ ઘાટું થયું ॥ ચક્રવાક પક્ષીના દીન શબ્દ સરખી મારી પ્રાર્થના પણ ઘણી લાંબી થઇ. માટે હે મુગ્ધે! હવે વિલંબ કરવો એ નિષ્ફળ છે કારણ કે આ ક્ષણ અભિસાર કરવામાં ઘણો સારો છે ॥૪॥ વળી ઉત્કંઠા વધારવા સારૂ શ્રી ગોવિંદના મનોરથનું વર્ણન કરેછે.

**आश्लेषादनुचुंबनादनुनखोल्लेखादनुस्वांतजप्रोद्बोधादनुसंभ्र मादनुरतारंभादनुप्रीतयोः ॥ अन्यार्थगतयोर्भ्रमान्मिलितयोःसंभा षणैर्जानतोर्दंपत्योर्निशिकोनकोनतमासिव्रीडाविमिश्रोरसः ॥५॥**

અર્થ—સખીના કેહેવાથી એક બીજાની વાટ જોઇને ત્યાર પછી ઉચિત કર્તવ્ય ભુલી જવાથી અનવસ્થિત ચિત્તની માફક પોતાના સંકેતથી ચાલેલાં અને ફરતાં ફરતાં રસ્તામાં ભેળાં થઇ ગયેલાં અને એક બીજાના બોલવાથી એક બીજાને જાણતાં એવાં ને ખુશી થયેલાં એવાં સ્ત્રી પુરષો. તેનો પ્રથમ આલિંગનથી, પછી ચુંબનથી, પછી નખક્ષતથી, પછી કામદેવના જાગવાથી, પછી વિલાસથી અને પછી સુરતના આરંભથી, આંહિ આવા અંધારામાં લજ્જા મિશ્રિત શું શું શૃંગાર રસ નથી થાતો સર્વ થાયછે ॥ ૫ ॥ પછી એવું સાંભળીને વ્યગ્રતાને લીધે શ્રીકૃષ્ણ પાસે જાવાને તૈય્યાર થયેલાં રાધાજીને જાણીને જાવાનો પ્રકાર કહેછેઃ—

**सभयचकितंविन्यस्यंतीदृशौतिमिरेपथिप्रतितरुमुहुःस्थित्वामंदं पदानिवितन्वती ॥ कथमपिरहःप्राप्तामंगैरनंगतरंगिभिःसुमुखिसु भगःसत्वांपश्यत्वुपैतुकृतार्थतां ॥ ६ ॥**

---

૧ જેમ બહુ રોવાથી નેત્રમાંથી અશ્રુ ખુટીગયાં તેમ તેની સાથે સૂર્ય પણ અસ્ત પામ્યો છે. ૨ ફકત અંધારૂંજ ઘાટું થયું છે એમ નહી પણ તેની સાથે શ્રીગોવિંદના મનોરથ પણ ઘાટા થયાછે.

**અર્થ**—હે સુમુખિ ! ભય સહિત ચકિત થઇને અંધારામાં રસ્તા ઉપર તથા દરેક આડ તરફ દૃષ્ટિ રાખતી એવી અને વારંવાર ઉભી રહિને મંદ મંદ પગલાં ભરતી એવી. ॥ ઘણી મુસીબતથી એકાંતમાં પ્રાપ્ત થયેલી અને કામદેવના તરંગવાળાં અંગોએ કરીને યુક્ત એવી તુને જોઇને ભાગ્યશાલી એવા શ્રીકૃષ્ણ કૃતાર્થ થાઓ ॥ ૬ ॥ હવે વિરહનું વર્ણન કરવાથી કંટાળી ગયેલા કવિ શ્રીરાધાકૃષ્ણના પરસ્પર મિલાપના સ્મરણેકરીને હર્ષિત થઇ આશિષ આપેછે.

**राधामुग्धमुखारविंदमधुपस्त्रैलोक्यमौलिस्थलीनेपथ्योचितनीलरत्नमवनीभारावतारांतकः ॥ स्वच्छंदंव्रजसुंदरीजनमनस्तोषप्रदोषश्चिरंकंसध्वंसनधूमकेतुरवतुत्वांदेवकीनंदनः ॥ ७ ॥**

**અર્થ**—શ્રી રાધાજીના મનોહર મુખકમલનેવિષે ભમરા સરખા ત્રણ લોકના મુકુટ રૂપી વૃંદાવનની ભૂમિના અલંકાર યોગ્ય નીલમણી સરખા પૃથ્વીનો ભાર ઉતારવા સારૂ કાળ સરખા સ્વતંત્રવ્રજસુંદરિયોના મનને સંતોષ પમાડવાસારૂ પ્રદોષ વેળા સરખા અને કંસનો નાશ કરવા સારૂ ધૂમકેતુ સરખા એવા શ્રી દેવકીજીના પુત્ર શ્રી કૃષ્ણ ઘણા વખત સુધી તમારી રક્ષા કરો ॥ ૭ ॥

**इतिश्रीगीतगोविंदेमहाकाव्येअभिसारिकावर्णनेसाकांक्षमधुसूदनोनाम पंचमःसर्गः ॥५॥**

——:o:——

એવિ રીતે પોતાના પ્રીતમનું વિકલપણું સાંભળીને કામદેવની છેલી *१દશામાં પ્રાપ્ત થયેલાં હોય નહિ શું એવાં રાધાજીને જોઇને અતિવ્યગ્ર થયેલી તેની સખી પાછી શ્રીકૃષ્ણપાસે આવીને તેની ૨ વાસકસજ્જા અવસ્થાનું વર્ણન કરતી કહે છે.

**अथतांगंतुमशक्तां चिरमनुरक्तांलतागृहेदृष्ट्वा ॥ तच्चरितंगोविंदे मनसिजमंदे सखी प्राह ॥ १ ॥**

**અર્થ**—ત્યારપછી કૃષ્ણ પાસે જાવા માટે અશક્ત એવાં અને તેમનેવિષે ઘણા પ્રેમવાળાં રાધાજીને લતાગૃહમાં જોઇને તેનું ચરિત્ર તેની સખી કામદેવના દુઃખે કરીને મંદ થયેલા શ્રીગોવિંદપાસે કહેછે ॥

---

*૧ અસાધ્ય દશા ) ૨ વાસકસજ્જાનું લક્ષણ श्लोकः ॥ स्ववासकव

# ॥ अष्टपदी ॥

॥ गौडाकेरीरागे रूपकताले च गीयते ॥

३ગૌડકિરી રાગમાં અને રૂપકતાલમાં ગવાય છે.

पश्यतिदिशिदिशिरहसिभवंतं ॥ त्वदधरमधुरमधूनिपिबंतं॥१॥ नाथहरेसीदतिराधावासगृहे ॥ ध्रु० ॥ त्वदभिसरणरभसेनवलंती ॥ पततिपदानिकियंतिचलंती ॥ २ ॥ विहितविशदविसकिसलयवलया ॥ जीवतिपरमिहतवरतिकलया ॥ ३ ॥ मुहुरवलोकितमंडनलीला ॥ मधुरिपुरहमितिभावनशीला ॥ ४ ॥ त्वरितमुपैतिनकथमभिसारं ॥ हरिरितिवदतिसखीमनुवारं ॥ ५ ॥ श्लिष्यतिचुंबतिजलधरकल्पं ॥ हरिरुपगतइतितिमिरमनल्पं ॥६॥ भवतिविलंबतिविगलितलज्जा॥विलपतिरोदितिवासकसज्जा॥७॥ श्रीजयदेवकवेरिदमुदितं ॥ रसिकजनेतनुतामतिमुदितं ॥८॥

અર્થ—હે નાથ! હે હરિ! રાધાજી ૪વાસગૃહમાં દુઃખ પામેછે ॥ ધ્રુ૦ ॥ એકાંતમાં તેના અધર રૂપી મધુર મધુનું પાન કરનાર એવા તમને સર્વ દિશાઓમાં જુવેછે ॥ ૧ ॥ તમારે સારૂ અભિસારના ઉત્સાહે કરીને તૈયાર થ-

---

*

शात्कांतेसमेष्यतीनिजंवपुः ॥ सज्जीकरोतिगेहंचयासावासकसज्जिका ॥ પોતાને મંદિર આવવાનું કહ્યુંછે માટે પ્રિય આવશે એવા ઉમંગથી જે પોતાનું શરીર અલંકાર વિગેરે ધારણ કરીને શોભાવેછે તથા અનેક પ્રકારની રોશની વિગેરે કરીને મંદિરને શોભાયમાન કરેછે તે વાસકસજ્જા નાયિકા કહેવાયછે ॥ ૩ ગૌડકિરી રાગનું લક્ષણ ॥ श्लोकः ॥ रतोत्सुकाकांतवरंप्रतीक्ष्यसंपादयंतीमृदुपुष्पतल्पं ॥ इतस्ततःप्रेरितदृष्टिरार्ताश्यामातनुर्गौडकिरीप्रदिष्टा ॥ અર્થ-રતિ માટે ઉત્સાહવાળી અને મનોહરપતિની વાટ જોઇને કોમળ પુષ્પની શય્યા રચતી એવી. વળી ચોતરફ દૃષ્ટિ નાખિને જોતી એવી અને પતિના મિલાપ સારૂ આતુર થયેલી એવી. અને સોળ વરસનુ ને પાતલું જેનું શરીર છે એવી ગૌડકિરી નામની રાગણી કહેલી છે ॥ ) ૪ વિલાસ કરવાના લતાગૃહમાં.

ચેલાં તે રાધાજી થોડાંક પગલાં ચાલતાં પડી જાયછે ॥ ૨ ॥ જેણે શ્વેત કમળ જાંબુનાં અને નવીન પલ્લવનાં ૧ વલય કરીને હાથમાં ધારણ કરેલાં છે એવાં તે રાધાજી ફકત તમારી રતિની કળાએકરીનેજ જીવેછે ॥ ૩ ॥ મોરપીછ ગુંજા વિગેરે તમારે ધારણ કરવાનાં આભૂષણ છે તે વારંવાર પોતાના શરીર ઉપર ધારણકરીને તમારી લીલાકરી જુવેછે અને હું મધુરિપુછો. એવી ભાવના કરેછે ॥ ૪ ॥ વળી તે ભાવના મટી જાયછે ત્યારે હજી સુધી હરિ તરત કેમ આંહિ નથી આવ્યા એમ વારંવાર સખીને કહેછે ॥ ૫ ॥ વળી અતિ ધ્યાનના આવેશે કરીને તમે સ્ફુરાયમાન થાઓછો ત્યારે આ હરિ આવ્યા એમ જાણીને કાળા મેઘ સરખા ઘાટા અંધારાને આલિંગન અને ચુંબન કરેછે ॥ ૬ ॥ વળી તે આવેશ મટી જાયછે અને તમને આવવાની વાર લાગેછે ત્યારે વાસકસજ્જા એવાં રાધાજી શરમ મુકી દઇને વિલાપ કરેછે અને રૂવેછે ॥ ૭ ॥ જયદેવ કવિએ કહેલું આ ગીત રસિક જનને અતિ હર્ષ ઉત્પન્ન કરો ॥ ૮ ॥ પોતાની સખીની પીડા સંભારીને અતિ વ્યાકુળ થયેલી સખી ફરીથી ઇર્ષ્યા સહિત કહેછે ॥

**विपुलपुलकपालिस्फीतसीत्कारमंतर्जनितजडिमकाकुव्याकुलं व्याहरंती ॥ तवकितवविधायामंदकंदर्पचितारसजलनिधिमग्ना ध्यानलग्नामृगाक्षी ॥२॥**

**અર્થ**—હે ધૂર્ત! હૃદયમાં અત્યંત કામદેવની ચિંતા કરીને તમારા રસ રૂપી સમુદ્રમાં ડુબેલાં ૨ મૃગાક્ષી ફકત તમારા ધ્યાનનું અવલંબન કરી રહેલાં છે ॥ અને તેથી તેના શરીરમાં રોમાંચની પંક્તિઓ થઇ રહેલીછે તથા સીત્કાર વૃદ્ધિ પામેલા છે અને અંતરમાં જડતા થયેલીછે તેથી ૩ કાકુ વ્યાકુળ બોલેછે ॥૨॥ વળી શીઘ્ર લઇજવા સારૂ સખી તેનું વાસકસજ્જા ચેષ્ટિત કહેછે.

**अंगेष्वाभरणंकरोतिबहुशःपत्रेपिसंचारिणिप्राप्तंत्वांपरिशंकते वितनुतेशय्यांचिरंध्यायति ॥ इत्याकल्पविकल्पतल्परचनासंकल्प लीलाशतव्यासक्तापिविनात्वयावरतनुर्नैषानिशांनेष्यति ॥३॥**

**અર્થ**—શ્રીકૃષ્ણ જો મુને આવે વેશે જોશે તો મારેવિષે મંદ મનવાળા થઇ જાશે એમ ધારીને અંગોનેવિષે આભૂષણો ધારણ કરેછે વળી 'અરે

---

૧ વળીયાં અથવા કંકણ ૨ મૃગના સરખાં જેનાં નેત્રછે એવાં રાધાજી ૩ અસ્પષ્ટ બોલવું.

એતો ન આવ્યા' એમ આશા મુકીને આભૂષણ ઉતારી નાખેછે અને વળી પાછાં આવવાની આશાએ ધારણ કરેછે ઝાડના પત્ર હાલે છે ત્યારે તમે આવ્યા એમ શંકા કરેછે અને શય્યાની રચના કરેછે વળી તમને વિલંબ લાગે છે ત્યારે ઘણીવાર સુધી તમારૂં ધ્યાન કરેછે એવીરીતે આભૂષણનું ધારણ, આવવાની શંકા, શય્યાની રચના, અને તમારૂં ધ્યાન ઇત્યાદિ અનેક પ્રકારની લીલામાં આસક્તછે તોપણ ઉત્તમ શરીરવાળાં આ રાધાજી તમવિના રાત્રિ નહિ કાઢીશકે ॥ ૩ ॥ હવે આ વર્ણનથી વળી કંટાળી ગયેલા કવિ અભિસાર પેહેલાના ચરિત્રનું વર્ણન કરી આશિષ આપેછે ॥

किंविश्राम्यसिकृष्णभोगिभुवनेभांडीरभूमीरुहि भ्रातर्यासिन
दृष्टिगोचरमितःसानंदनंदास्पदं ॥राधायावचनंतदध्वगमुखान्नंदा
न्तिकेगोपतोगोविंदस्यजयंतिसायमतिथिमाशस्त्यगर्भागिरः ॥४॥

કોઇ વખતે કોઇ એક વટેમારગુ તે વનમાં ભાંડીર વડની નજીક આવીને સારી છાયા જોઇને ત્યાં વિશ્રામ લેવા બેસતો હતો તેટલામાં શ્રીરાધાજીએ તેને કહ્યું જે હે ભાઇ ! તું આ ભાંડીર નામના ઝાડની નીચે કૃષ્ણ ભોગીના ભુવનમાં કેમ વિશ્રામ કરેછે? અને અહિંથી નજરે દેખાતું એવું આનંદવાળું નંદનું ઘર છે ત્યાં કેમ નથી જાતો ? આવું રાધાજીનું વચન સાંભળીને તે વટેમારગુ સાંજે નંદરાયજીને ઘેર જઇ પરોણો થયો અને જે રાધાજીએ કહ્યું હતું તે નંદરાયજીપાસે કહેવા લાગ્યો તેટલામાં શ્રીકૃષ્ણ પાસે હતા તે ( कृष्णभोगिभुवने ) એટલા અક્ષર સાંભળતાંજ તરત પોતાના ગુપ્ત સંકેતસ્થળને છુપાવવા સારૂ બિજી કેટલીક આડી વાતો નાખીને પરોણાગતની પ્રશંસા કરવા લાગ્યા તે શ્રીગોવિંદની પ્રશંસા ગર્ભિત વાણી જય પામેછે.

इतिश्रीगीतगोविंदमहाकाव्येवासकसज्जावर्णनेधृष्टवैकुंठोनामषष्ठःसर्गः॥



હવે ફરીથી ઉત્કંઠિતા અવસ્થાનું વર્ણન કરશે એવા કવિ તે શ્રીકૃષ્ણનું ન આવવાનું કારણ કહેછે.

अत्रांतरेचकुलटाकुलवर्त्मपातसंजातपातकइवस्फुटलांछनश्रीः॥
वृंदावनांतरमदीपयदंशुजालैर्दिक्सुंदरीवदनचंदनबिंदुरिंदुः ॥१॥

(બીજા અર્થમાં) કાળા સર્પના ઘરમાં.

અર્થ—એ અવસરમાં કુલટા સ્રિયોના કુળના માર્ગને ભ્રષ્ટ કરવાથી પાતકી થયો હોય નહિ શું એમ જેને કલંકની શોભા સ્પષ્ટ થઇ રહેલીછે એવો અને પૂર્વ દિશા રૂપી સુંદરીના મુખ ઉપર ચંદનના બિંદુ સરખો એવો ચંદ્ર પોતાના કિરણોના જાળેંકરીને વૃંદાવનની અંદર પ્રકાશ કરવા લાગ્યો ॥ ૧ ॥

**प्रसरतिशशधरबिंबेविहितविलंबेचमाधवेविधुरा ॥ विरचितविविधविलापंसापरितापंचकारोच्चैः ॥२॥**

જ્યારે ચંદ્ર આકાશમાં પ્રસાર કરવા લાગ્યો અને શ્રીમાધવેં પણ આવવામાં વિલંબ કર્યો ત્યારેં વિરહેંકરીને વ્યાકુળ થયેલાં શ્રીરાધાજી ઊંચે સ્વરે કરીને અનેક પ્રકારના વિલાપ અને પરિતાપ કરવા લાગ્યાં ॥ ૨ ॥ તેજ પરિતાપનું વર્ણન કરેછે ॥

## ॥ अष्टपदी ॥

मालवरागे यतिताले च गीयते

માલવ રાગમાં અને યતિતાલમાં ગવાય છે.

**कथितसमयेपिहरिरहहनययौवनं ॥ ममविफलमिदममलरूपमपियौवनं ॥१॥ यामिहेकमिहशरणंसखिजनवचनवंचिता ॥ध्रु० यदनुगमनायनिशिगहनमपिशीलितं ॥ तेनममहृदयमसमशरकीलितं ॥२॥ मममरणमेववरमतिवितथकेतना ॥ किमिहविसहामिविरहानलमचेतना ॥ ३ ॥ मामहहविधुरयातिमधुरमधुयामिनी ॥ कापिहरिमनुभवतिकृतसुकृतकामिनी ॥४॥ अहहकलयामिवलयादिमणिविभूषणं ॥ हरिविरहदहनवहनेनबहुदूषणं ॥५॥ कुसुमसुकुमारतनुमतनुशरलीलया ॥ स्रगपिहृदिहंतिमामतिविषमशीलया ॥ ६ ॥ अहमिहनिवसामिनविगणितवनवेतसा ॥ स्मरतिमधुसूदनोमामपिनचेतसा ॥७॥ हरिचरणशरणजयदेवकविभारती ॥ वसतुहृदियुवतिरिवकोमलकलावती ॥८॥**

હે દૈવ ! સખી જનનાં વચનેંકરીને છેતરાણી એવી હું હવે કોને શરણે જાઉં ॥ ધ્રુ૦ ॥ અરે ખેદ થાય છે કે સખીને મોઢે જે વખત કહ્યો

હતો તે વખતે હરિ વનમાં પણ આવ્યા નહિ હતા. ત્યારે અહિં ક્યાંથિ આવશે નિર્મળ રૂપવાળું મારૂં આ યૌવન પણ વૃથા છે ॥ ૧ ॥ જેને પછવાડે જાવા સારૂ રાત્રિમાં ઘાટું વન પણ સેવ્યું છે. તે કૃષ્ણે મારૂં આ હૃદય કામદેવના બાણેકરીને વિંધીનોખેલ છે ॥ ૨ ॥ અતિવ્યર્થ શરીરવાળી અચેતન હું આ વિરહાનળને કેમ સહન કરી શકું ॥ આથિ મારૂં મરણ થાયતો સારૂં ॥ ૩ ॥ વળી ખેદ થાયછે કે જેણે સુકૃત કરેલાં છે એવી કોક પણ કામિની હરિની સાથે ક્રીડાના સુખનો અનુભવ કરે છે. ॥ અને મુંનેતો આંહિ મધુર એવી વસંત ઋતુની રાત્રિ વિહ્વળ કરી મુકેછે ॥ ૪ ॥ વળી નિર્લજ્જ એવી હું તે હરિના વિરહરૂપી અગ્નિના ધારણેકરીને દૂષણ રૂપી કંકણ વિગેરે મણિમય આભૂષણને હજી સુધી ધારણ કરી રહિ છું. ॥ ૫ ॥ બીજાં આભૂષણનું તો શું કેહેવું પણ હૃદયમાં ધારણ કરેલી પુષ્પની માળા છે તેપણ અતિ વિષમ સ્વભાવ વાળી કામદેવના બાણની લીલાએકરીને પુષ્પ સરખાં સુકુમાર શરીરવાળી હું તેને હૃદયમાં મારે છે ॥ ૬ ॥ અરે હું મૂર્ખ છું જે આ વન અને આ વેતસનાં ઝાડોને ન ગણીને આવા ભયંકર વનમાં રહિ છું ॥ અને મધુસૂદન તો ચિત્તે કરીને મને સંભારતા પણ નથી ॥ ૭ ॥ શ્રી હરિનાં ચરણ એજ જેનું શરણ છે એવા જયદેવ કવિની વાણી [1] કોમળ કળાવાળી જુવાન સ્ત્રી જેવી છે. તે રસિક ભક્ત જનોના હૃદયમાં વસો ॥ ૮ ॥

હવે પૂર્વોક્ત કલ્પનાનો વિસ્તાર કરેછે ॥

**किंतत्कामपिकामिनीमभिसृतःकिंवाकलाकेलिभिर्बद्धोबंधुभिरंधकारिणिवनाभ्यर्णेकिमुद्भ्राम्यति ॥ कांतःक्लांतमनामनागपिपथिप्रस्थातुमेवाक्षमःसंकेतीकृतमंजुवंजुललताकुंजेऽपियन्नागतः ॥३॥**

અર્થ—જે હેતુથી સંકેત કરાયેલા મનોહર વંજુલની લતાના કુંજમાં પણ હજી સુધી કાંત ન આવ્યા તે શું કોઇ બીજી સ્ત્રીપાસે ગયા હશે ! મારે વિષે દૃઢ પ્રેમવાળા એ બીજી સ્ત્રીપાસે કેમ અભિસાર કરે. ત્યારે શું એના મિત્રોએ કળા ક્રીડાએકરીને બાંધિ લીધા હશે. તે પણ અભિસારને વખતે સંભવતું નથી. ત્યારે શું અંધકારવાળા વનમાં રસ્તો ચુકી જવાથી ક્યાંક ફરતા હશે. તે પણ ચતુર શિરોમણી શ્રીકૃષ્ણને હજારો વાર આવવાથી અનુ

---

૧ કોમળ એટલે માધુર્ય ગુણયુક્ત અને કલાવતી એટલે કવિતાના ગુણે કરીને શો ભાયમાન એવી વાણી (બીજા અર્થમાં) કોમળ એટલે કોમળ અંગવાળી અને કલાવતી એટલે રતિ કળાવાળી એવી યુવતિ (સ્ત્રી)

ભવ કરાયેલા આ સ્થળનો ભ્રમ કેમ થાય. ત્યારે શું મારા વિયોગેકરીને જેનું મન સંતપ્ત છે એવા કૃષ્ણ રસ્તામાં ચાલવાને જરા પણ શક્તિમાન્ નહીં હોય કે શું હશે જે હજી સુધી ન આવ્યા ॥ ૩ ॥

હવે શ્રીકૃષ્ણવિનાનિ આવેલી પોતાની સખાને જોઇને ૧ વિપ્રલબ્ધાવસ્થાને પામેલાં રાધાજી બીજો તર્ક કરે છે

अथागतांमाधवमंतरेणसखीमियंवीक्ष्यविषादमूकां॥ विशंकमानारामितंकयापिजनार्दनंदृष्टवदेतदाह ॥४॥

અર્થ—ત્યાર પછી માધવવિનાની આવેલી અને ખેદે કરીને ન બોલી શકતી એવી પોતાની સખીને જોઇને કોઇ પણ સ્ત્રીએ રમણ કરાવાયેલા હોય એમ જનાર્દનની શંકા કરતાં એવાં રાધાજી તે પોતે નજરે જોયા સરખું વર્ણન કરે છે

## ॥ अष्टपदी ॥

वसंतरागे यतिताले च गीयते.

૨ વસંત રાગમાં અને યતિતાલમાં ગવાય છે.

स्मरसमरोचितविरचितवेशा ॥ गलितकुसुमदरविलुलितकेशा ॥१॥ कापिमधुरिपुणाविलसतियुवतिरधिकगुणा ॥ ध्रु०॥ हरिपरिरंभणवलितविकारा ॥ कुचकलशोपरितरलितहारा ॥२॥ विचलदलकललिताननचंद्रा ॥ तदधरपानरभसकृततंद्रा ॥ ३ ॥ चंचलकुंडलललितकपोला ॥ मुखरितरसनजघनगतिलोला॥४॥

---

૧ વિપ્રલબ્ધાનું લક્ષણ अहरहरनुरागाद्दूतिकांप्रेष्यपूर्वसरभसमुपयातिकापिसंकेतकंया ॥ नमिलतिखलुयस्यावल्लभोदैवयोगाद्वदतिहिभरतस्तांनायिकांविप्रलब्धां ॥ અર્થ—જે સ્ત્રી કોઇ એક નાયક સાથે પ્રીતિ બંધાવાથી કોઇ એક સંકેત સ્થાનમાં દરરોજ પોતાની દૂતીને પેહેલાંથી મોકલીને પછી પોતે પણ ઉતાવળી થઇને ત્યાં જાય અને દૈવયોગથી જેને તે જગોયે પોતાનો પ્રિય નાયક ન મળે તેને ભરત નામના સાહિત્યાચાર્ય વિપ્રલબ્ધા નાયિકા કહે છે ॥ ૧ ॥ (૨) એ રાગનું લક્ષણ પેહેલા સર્ગની ત્રિજી અષ્ટપદીમાં કહ્યું છે.

दयितविलोकितलज्जितहसिता ॥ बहुविधकूजितरतिरसरसिता ॥५॥ विपुलपुलकपृथुवेपथुभंगा ॥ श्वसितनिमीलितविकसदनंगा ॥६॥ श्रमजलकणभरसुभगशरीरा ॥ परिपातितोरसिरतिरणधीरा ॥ ७ ॥ श्रीजयदेवभणितहरिरमितं ॥ कलिकलुशंजनयतुपरिशमितं ॥८॥

અર્થ—હેસખિ! મારાથી પણ અધિક ગુણવાળી કોઇ એક યુવતિ મધુરિપુનીસાથે વિલાસ કરેછે ॥ જેણે કામદેવની લડાઇમાં યોગ્ય એવો વેશ રચેલો છે ॥ જેમાંથી પુષ્પ ખરે છે એવા કાંઇક વિખાઇ ગયેલા જેના કેશ છે ॥ ૧ ॥ જેને હરિના આલિંગનેકરીને રોમાંચાદિવિકાર થયેલ છે ॥ જેના કુચ કલશ ઉપર હાર ડોલી રહ્યોછે ॥ ૨ ॥ વિંખાઇ ગયેલા કેશની લટ ઉપર પડવાથી જેનો મનોહર મુખરૂપી ચંદ્ર શોભી રહ્યો છે ॥ શ્રી કૃષ્ણના અધર પાનના વેગના રસેંકરીને જેને આનંદની તંદ્રા ઉત્પન્ન થયેલીછે ॥ ૩ ॥ ચલાયમાન બે કુંડળેકરીને જેના મનોહર બે કપોળ શોભે છે ॥ શબ્દાયમાન કટિમેખલાવાળા જઘનસ્થલની ગતિએકરીને જે ચપલ થઇ રહી છે ॥ ૪ ॥ પ્રિય જ્યારે સામું જુવે છે ત્યારે જરા શરમાય છે અને હસે છે ॥ અનેક પ્રકારના [1] દાત્યૂહ [2] પારાવત વિગેરેનાં કૂજીત સરખું જેનું [3] રતિ કૂજીત છે ॥ ૫ ॥ જેને ઘણાં રોમાંચિત અને કંપના તરંગ ઉત્પન્ન થયેલા છે ॥ તેમજ શ્વાસોચ્છવાસથી અને નેત્ર વિંચાઈ જવાથી જેને કામદેવ વિકાર પામેલો છે ॥ ૬ ॥ શ્રમજળની કણિકાના ભારેં કરીને જેનું શરીર સુંદર દેખાય છે ॥ તેમજ રતિ સંગ્રામનેવિષે ધીર એવા શ્રીહરિ જેના ઉર સ્થળ ઉપર પડેલ છે॥ એવી કોઇ યુવંતી શ્રીમધુરિપુસાથે વિલાસ કરે છે ॥ ૭ ॥ જેમાં શ્રી હરિનું રમણ વર્ણવેલું છે એવું શ્રી જયદેવ કવિએ કહેલું ગીત ભકત જનના કલિયુગ સંબંધિ પાપનું શમન કરો ॥૮॥ (હવે ચંદ્રને શ્રી કૃષ્ણના મુખ સરખો લેખીને તેમાં પોતાના વિરહેં કરીને શ્રી કૃષ્ણનું પાંડુવર્ણપણું સંભારીને પોતાનેવિષે તેનો અતિ પ્રણય છે એમ માનીને ચંદ્રનો આક્ષેપ કરે છે ॥ )

विरहपांडुमुरारिमुखांबुजद्युतिरयंतिरयन्नपिवेदनां ॥ विधुरतीवतनोतिमनोभुवःसुहृदयेहृदयेमदनव्यथां ॥९॥

અર્થ—હે સખિ! વિરહેં કરીને પાંડુવર્ણા શ્રી મુરારિના મુખના સ-

(૧) બાપૈયા (૨) પારેવાં (૩) રતિ વખતના મંદમંદ શબ્દો (૪) ફીક્કા વર્ણુ

રમ્મી જેની કાંતિ છે એવો આ ચંદ્ર મારી વેદનાને જો કે દૂર કરે છે તોપણ તે કામદેવનો મિત્ર છે માટે મારા હૃદયમાં કામદેવની વ્યથાનો વિસ્તાર કરે છે ॥ ૫ ॥

વળી તેમજ તે કલ્પેલી ( ૧ ) સ્ત્રીનું સ્વાધીન પતિકાપણું વિશેષે કરીને કહે છે ॥

## ॥ अष्टपदी ॥

गुर्जरीरागे एकतालीताले च गीयते.

ગુર્જરીરાગમાં અને એકતાલીતાલમાં ગવાયછે.

समुदितमदनेरमणीवदनेचुंबनवलिताधरे ॥ मृगमदतिलकंलिखतिसपुलकंमृगमिवरजनीकरे ॥१॥ रमतेयमुनापुलिनवनेविजयीमुरारिरधुना ॥ध्रु०॥ घनचयरुचिरेरचयतिचिकुरेतरलिततरुणानने॥कुरुबककुसुमंचपलासुषमंरतिपतिमृगकानने॥२॥रचयतिसुघनेकुचयुगगगनेमृगमदरुचिरूषिते ॥ मणिसरममलंतारकपटलंनखपदशशिभूषिते ॥३॥ जितविसशकलेमृदुभुजयुगलेकरतलनलिनीदले ॥ मरकतवलयंमधुकरनिचयंवितरतिहिमशीतले ॥४॥ रतिगृहजघनेविपुलापघनेमनसिजकनकासने ॥ मणिमयरशनंतोरणहसनंविकिरतिकृतवासने ॥५॥ चरणकिसलयेकमलानिलयेनखमणिगणपूजिते ॥ बहिरपवरणंयावकभरणंजनयतिहृदियोजिते ॥६॥ रमयतिसुभृशंकामपिसुदृशंखलुहलधरसोदरे॥किमफलमवसंचिरमिहाविरसंदवसखिविटपोदरे ॥७॥ इहरसभणनेकृतहरिगुणनेमधुरिपुपदसेवके ॥ कलियुगरचितंनवसतुदुरितंकविनृपजयदेवके ॥८॥

---

(૧) કલ્પેલી એટલે વાસ્તવિક નહીં પણ પોતે જે વિલાસનો અનુભવ કરેલો છે તેવોજ વિલાસ આ વખતે કોઇ એક સ્ત્રી કરે છે એવી કલ્પનાથી કહે છે માટે કલ્પિત સ્ત્રી ( વસ્તુતાએ તો પોતેજ પ્રથમ અનુભવ કરાયેલા પોતાના વિલાસનું વર્ણન કરે છે. )

અર્થ—સર્વત્ર વિજય કરનારા શ્રીમુરારિ હમણાં યમુનાજીને કાંઠે રમણ કરે છે ॥ ધ્રુ. ॥ જેમાં કામદેવ ઉત્પન્ન થયેલો છે અને જેનું ચુંબન કરવા સારૂ પોતાનો અધર લકુંબી રહયો છે એવા રમણીના મુખનેવિષે પોતે રોમાંચિત સહિત કસ્તુરીનું તિલક કરેછે તે ચંદ્રમંડળમાં મૃગનાચિન્હ સરખું શોભે છે ॥ ૧ ॥ જેના ગુણનું વર્ણન કરવામાં [1] પોતાનું [2] તરૂણ મુખ ચપલ થઇ રહ્યું છે એવો તથા કામદેવરૂપી મૃગને સારૂ વન સરખો અને મેઘના સમૂહ સરખો મનોહર તેનો ચોટલો છે. તેમાં વિજલી સરખા પ્રકાશવાળાં કુરૂબકનાં પુષ્પ પોતે ગુંથે છે. ॥ ૨ ॥ કસ્તુરીના લેપની કાંતિએકરીને સુશોભિત અને નખનાં ચિન્હ રૂપી અર્ધચંદ્રેકરીને પણ શોભાયમાન અને ધાટા એવા તેના કુચયુગ રૂપી આકાશમાં નિર્મલ મણિની સર રૂપી તારામંડળની યોજના કરે છે ॥ ૩ ॥ શોભાયેંકરીને જેણે બિસના ભાગને જીતેલા છે અને જેમાં કમલ પત્ર સરખી અને હિમ સરખી શીતલ બે હથેલીઓ છે એવા કોમળ તેના હાથમાં ભમરાના સમૂહ જેવાં મરકત મણિનાં કંકણ પેહેરાવેછે ॥૪॥ જેનું અંગ વિશાળ છે અને જેણે શ્રીકૃષ્ણની સાથે વિલાસ કરવાની વાસના કરેલી છે એવું અને કામદેવને બેસવા માટે સોનાના બાજોઠ સરખું તથા રતિને રહેવાના ઘર જેવું તેનું [5] જઘન સ્થળ છે તે ઉપર પોતે તોરણની શોભાને હસનારી મણિની સરવાળી કટિમેખલા બાંધે છે ॥ ૫ ॥ વળી તેને શય્યા ઉપર બેસારીને લક્ષ્મીના નિવાસ રૂપી અને નખ રૂપી મણિના સમૂહોએ કરીને વખાણવા લાયક અને પોતાના હૃદય સુધિ યોજના કરાયેલ એવા તેના ચરણ પલ્લવ ઉપર અલતાની શોભા રૂપી બાહેર આવરણ કરે છે ॥ ૬ ॥ હે સખિ! જ્યારે આવિ રીતે હળને ધારણ કરનાર બળભદ્રના ભાઈ અર્થાત્ ચતુરનહિ એવા કૃષ્ણ મુને છોડીનેનક્કી બીજીસ્ત્રિને રમાડેછે ત્યારે નિષ્ફળ અને રસ વિનાનું ઝાઝીવાર સુધી આ ઝાડ તળે શું રહેવું કહે? ॥ ૭ ॥ જેનું ભણવું શૃંગાર રસવાળું છે અને જેણે હરિના ગુણનું ચિંતવન કરેલું છે એવા અને શ્રીહરિના ચરણના સેવક શ્રી જયદેવ કવિરાજનેવિષે કલિયુગે કરેલું પાપ ન રહો ॥ ૮ ॥ • ॥ હવે શ્રી કૃષ્ણને લઇ આવ્યાવગર આવેલી જેથી ખેદાતુર થયેલી પોતાની સખિને ખેદ સહિત કહે છે ॥

**नायातःसखिनिर्दयोयदिशठस्त्वंतत्रकिंदूयसेस्वच्छंदंबहुवल्लभः सरमतेकिंतत्रतेदूषणं ॥ पश्याद्यप्रियसंगमायदयितस्याकृष्यमाणं गुणैरुत्कंठार्तिभरादिवस्फुटदिदंचेतःस्वयंयास्यति ॥६॥**

---

(૧) શ્રી કૃષ્ણનું. (૨) સુકુમાર. (૩) શ્યામ. (૪) કમલતંતુ. (૫) સાથળ.

અર્થ—હે સખિ ! નિર્દય અને શઠ એવા તે કૃષ્ણ ન આવ્યા તો ભલે ન આવ્યા તેમાં તું શા માટે દુઃખ પામે છે; જેને ઘણી પ્રિયાઓ છે એવા તે કૃષ્ણ સ્વતંત્ર રમણ કરે છે એમાં તારો શું દોષ, આજ આ પ્રિયના ગુણે કરીને ખેંચાયેલું અને ઉત્કંઠાની પીડાના ભારે કરીને ફાટી જાતું એવું મારૂં ચિત્ત પ્રિયના સંગમસારૂં પોતાની મેળે જાશે તે તું જો ॥ ૫ ॥ ( કૃષ્ણના ગુણે કરીને અન્ય સ્ત્રીના સુખનું વર્ણન કરતાં એવાં રાધાજી પોતાને તે સુખનો લાભ ન મળવાથી ખેદ પામીને શ્લોકમાં કહેલી મતલબને વધારે નિશ્ચય માનીને કહે છે-)

# ॥ अष्टपदी ॥

देशवराडिरागे रूपकताले च गीयते

૧ દેશવરાડીરાગમાં અને રૂપક તાલમાં ગવાયછે.

**अनिलतरलकुवलयनयनेन॥पततिनसाकिसलयशयनेन ॥१॥ सखियारमितावनमालिना ॥ ध्रु० ॥ विकसितसरसिजललितमुखेन ॥ स्फुटतिनसामनसिजविशिखेन ॥२॥ अमृतमधुरतरमृदुवचनेन ॥ ज्वलतिनसामलयजपवनेन ॥३॥ स्थलजलरुहरुचिकरचरणेन ॥ लुठतिनसाहिमकरकिरणेन ॥४॥ सजलजलदसमुदयरुचिरेण ॥ दहतिनसाहृदिविरहभरेण ॥५॥ कनकनिकषरुचिशुचिवसनेन ॥ श्वसतिनसापरिजनहसितेन ॥६॥ सकलभुवनजनवरतरुणेन ॥ वहतिनसारुजमतिकरुणेन ॥७॥ श्रीजयदेवभणितवचनेन ॥ प्रविशतुहरिरपिहृदयमनेन ॥८॥**

અર્થ—હે સખિ ! પવનેકરીને ચલાયમાન કમળ સરખાં જેનાં નેત્ર છે એવા વનમાળીએ જે સ્ત્રી રમાડી છે તે સ્ત્રી નવિન પલ્લવની શય્યામાં નથી પડતી એમ નહિ, પડે છે ॥ ૧ ॥ પ્રફુલ્લિત કમલ સરખું જેનું મુખ છે એવા વનમાળીએ જે સ્ત્રી રમાડી છે તે કામદેવના બાણથી ભેદાતી નથી ॥ ૨ ॥ અમૃત સરખું મધુર અને કોમળ જેનું વચન છે એવા વનમાળીએ જે સ્ત્રી રમાડી છે તે મલયાચળના પવનેકરીને બળતી નથી ॥ ૩ ॥ ગુલાબ

(૧) આ રાગનું લક્ષણ પાંચમા સર્ગની પેહેલી અષ્ટપદીમાં કહ્યું છે

ના પુષ્પ સરખાં કોમળ જેનાં કરચરણ છે એવા વનમાળીએ જે સ્ત્રી રમાડી છે તે ચંદ્રના કિરણોએ કરીને પૃથ્વી ઉપર લોટતી નથી ॥ ૪ ॥ જળ સહિત એવા મેઘના ઉદય સરખો જેનો વર્ણ છે એવા વનમાળીએ જે સ્ત્રીને રમાડી છે તે વિરહના ભારેંકરીને હૃદયમાં બળતી નથી ॥ ૫ ॥ કસોટીના પથ્થરમાં જેમ સોનાની રેખાઓ શોભે તેમ જેના શરીરમાં પવિત્ર પીળાં વસ્ત્ર શોભે છે એવા વનમાલીએ જે સ્ત્રી રમાડી છે તે ચોતરફથી માણસોના હસવાએ કરીને ૧ શ્વાસોચ્છવાસ લેતી નથી ॥ ૬ ॥ ત્રણ ભુવનનાં લોકોનેવિષે શ્રેષ્ટ અને તરૂણ એવા વનમાલીએ જે સ્ત્રી રમાડી છે તે કોઇ દિવસે કરૂણારસેં કરીને દુ:ખ પામતી નથી ॥ ૭ ॥ શ્રી જયદેવે ભણેલા આ વચનેકરીને શ્રી હરિપણ ભક્ત જનના હૃદયમાં પ્રવેશ કરો ॥ ૮ ॥

હવે અતિ ઉત્કંઠાના વેગેંકરીને પવનને ૨ ઉપાલંભ કરેછે ॥

**मनोभवानंदनचंदनानिलप्रसीदरेदक्षिणमुंचवामतां ॥ क्षणंजगत्प्राणविधायमाधवंपुरोममप्राणहरोभविष्यासि ॥७॥**

અર્થ–કામદેવને આનંદ આપનારા હેચંદન વનના પવન ! તું મારેવિષે પ્રસન્ન થા અરે જગતને અનુકૂલ દક્ષિણ વાયુ ! તું મારેવિષે પ્રતિકૂલપણું મુકી દે. હે જગતના પ્રાણ ! તારે મુને મારવીજ હોયતો એક ક્ષણ માત્ર શ્રી માધવને મારી સામા રાખીને પછી મારા પ્રાણને હરિ લેજે ॥ ૭ ॥

પ્રીતિ વિનાના પ્રિયનેવિષે પ્રીતિવાલું પોતાનું ચિત્ત છે તેની નિંદા કરે છે ॥

**रिपुरिवसखीसंवासोयंशिखीवहिमानिलोविषमिवसुधारश्मियस्मिन्दुनोतिमनोगते ॥ हृदयमदयेतास्मिन्नेवपुनर्वलतेबलात्कुवलयदृशांवामःकामोनिकामनिरंकुशः ॥८॥**

જે પ્રિય જ્યારે મારા મનમાં પ્રાપ્ત થાય છે ત્યારે સખીઓ સાથે જે આ એકાંતમાં નિવાસ છે તે શત્રુ સરખો દુ:ખ દે છે. શીતલ એવો આ પવન તે અગ્નિ સરખો દુ:ખ દેછે તોપણ તેજ નિર્દય એવા પ્રિયનેવિષે મારૂં હૃદય બલાત્કારે જઇને વળગે છે ॥ માટે હે સખિ ! સ્ત્રીઓનો મનોરથ હમેશાં નિરંકુશ અને પ્રતિકૂલ હોય છે ॥ ૮ ॥

( હવે વિરહેં કરીને સંતપ્ત થયેલાં રાધાજી પ્રાણ ત્યાગ કરવામાં બુદ્ધિ રાખીને કહે છે ).

---

૧ ( મતલબ ) દુ:ખ નથી પામતી. ૨ ઠબકો દેછે.

**बाधांविधेहिमलयानिलपंचबाणप्राणान्गृहाणनगृहंपुनराश्रयिष्ये ॥ किंतेकृतांतभगिनिक्षमयातरंगैरंगानिसिंचममशाम्यतुदेहदाहः ॥९॥**

**અર્થ**—હે મલયાચલના પવન ! તું પીડા ઉત્પન્ન કર કારણ કે વિષવાળા પવનનો એ ધર્મ છે ॥ હે (૧) પંચ બાણ ! તું પણ પ્રાણને હરિ લે. કારણ કે જે પાંચ બાણને ધારણ કરે તે પાંચ પ્રાણને હરે એ યોગ્ય છે. પણ હે યમરાજની બેન યમુનાજી ! તું ક્ષમા શા વાસ્તે કરે છે તું જો યમની બેન છો તો તારે ક્ષમા કરવી યોગ્ય નથી માટે તારા તરંગોએ કરી મારાં અંગને સેચન કર. જેથી કરીને મારા શરીરનો દાહ શાંતિ પામે ॥ ૯ ॥

હવે દુઃખના વર્ણન કરવામાં અસમર્થ કવિ આગળ શ્રી રાધાજીની ખંડિતાવસ્થાનું વર્ણન કરવું છે માટે (૨) સિંહાવલોકનન્યાયેં કરીને જેમાં સાધારણ ક્રીડા કરેલી છે એવી રાત્રિના પ્રાતઃકાળના વર્ણને કરીને શ્રીરાધામાધવની પ્રથમ થયેલી ક્રીડાની સ્થિતિનું આશિષરૂપે વર્ણન કરે છે.

**प्रातर्नीलनिचोलमच्युतमुरःसंवीतपीतांशुकंराधायाश्चकितंविलोक्यहसतिस्वैरंसखीमंडले ॥ व्रीडाचंचलमंचलंनयनयोराधायराधाननेस्मेरस्मेरमुखोयमस्तुजगदानंदायनंदात्मजः ॥१०॥**

**અર્થ**—પ્રાતઃકાળમાં જેણે રાધાજીનું શ્યામ વસ્ત્ર ધારણ કરેલું છે એવા અચ્યુતને અને તેમજ પીળા વસ્ત્રથી વિટાયેલા રાધાજીના ઉરઃસ્થલને જોઇને ચકિત થઇને સર્વે સખીમંડળ સૌસૌની મેળે જ્યારે હસે છે ત્યારે શરમે કરીને ચપળ એવો નેત્રનો છેડો રાધાજીના મુખ ઉપર રાખીને મંદમંદ મુખને મરકાવતા એવા નંદના પુત્ર આ શ્રીકૃષ્ણ જગતને આનંદ કરવા પ્રવૃત્ત થાઓ ॥ ૧૦ ॥

**इतिश्रीगीतगोविंदेमहाकाव्येविप्रलब्धावर्णनेनागरनारायणोनामसप्तमःसर्गः ॥७॥**

---

(૧) કામદેવ (૨) જેમ સિંહ આગળ ચાલતો જાય અને પાછું મો ફેરવીને જોતો જાય છે તેમ આ કવિ પણ ચાલતી ક્રીડાનું વર્ણન કરતા જાય છે અને પ્રથમ થઇ ગયેલી ક્રીડાનું વર્ણન આશિષરૂપે કરતા જાય છે )

હવે તેજ ૧ખંડિતાવસ્થાનું વર્ણન કરે છે.

अथकथमपियामिनींनिनायस्मरशरजर्जरितापिसामिशांते ॥ अनुनयविनयंवदंतमारात्प्रणतमपिप्रियमाहसाभ्यसूयं ॥१॥

અર્થ—ત્યાર પછી જેમ તેમ કરીને રાત્રિ કહાડીને કામદેવના બાણે કરીને જેનું શરીર જર્જરિત થઈ ગયું છે એવાં રાધાજી—પ્રાતઃકાળે આવીને સંતોષ પમાડવા સારૂ વિનયપૂર્વક બોલતા એવા અને સામા રહીને પગે લાગતા એવા પોતાના પ્રિય શ્રીકૃષ્ણને ૨ અસૂયાયુક્ત કહે છે ॥ ૧ ॥

## ॥ अष्टपदी ॥

भैरवीरागे यतिताले च गीयते

૩ ભૈરવી રાગમાં અને યતિતાલમાં ગવાય છે.

रजनिजनितगुरुजागररागकषायितमलसनिमेषं ॥ वहतिनयनमनुरागमिवस्फुटमुदितरसाभिनिवेषं॥१॥हरिहरियाहिमाधवयाहिमावदकैतववादं ॥ तामनुसरसरसीरुहलोचनयातवहरातिविषादं ॥ ध्रु० ॥ कज्जलमलिनविलोचनचुंबनविरचितनीलिमरूपं ॥ दशनवसनमरुणंतवकृष्णतनोतितनोरनुरूपं ॥२॥ वपुरनुहरातितवस्मरसंगरखरनखरक्षतिरेखं॥मरकतशकलकलितकलधौतलिपेरि

---

૧ ખંડિતાનું લક્ષણ श्लो० ॥ उल्लंघ्यसमयंयस्याःप्रेयानम्यत्रभोगवान्॥ भोगलक्ष्मांकितःप्रातरागच्छेत्खंडिताहिसा ॥१॥ અર્થ—જેનોપતિ પોતાની પાસે આવવાને સારૂ કહિ ગયેલા વખતનું ઊલ્લંઘન કરીને અન્ય સ્ત્રી પાસે જાય અને ભોગના લક્ષણે કરીને ચિન્હિત થઇને પ્રાતઃકાળમાં આવે. તે ખંડિતા નાયિકા કહેવાય ॥ ૧ ॥

(૨) ગુણને વિષે દોષનો આરોપ )૩) ભૈરવીરાગનું લક્ષણ ॥ श्लोक ॥ सरोवरस्थस्फटिकस्यमंडपेसरोरुहैःशंकरमर्चयंती ॥ तालप्रयोगप्रतिबद्धगीतागौरीतनुर्नारदभैरवीयं ॥२॥ અર્થ—બ્રહ્મા નારદમુનિને કહેછે જે હે નારદ ! સરોવર વચ્ચે રહેલા સ્ફટિકના મંડપમાં કમલેંકરીને શંકરનું પૂજન કરતી એવી અને તાલના પ્રયોગની સાથે ગાયન કરતી એવી અને ગૌરી સરખું જેનું શરીર છે એવી ભૈરવી નામની રાગણી છે ॥ ૨ ॥

वरातिजयलेखं ॥३॥ चरणकमलगलदलक्तकसिक्तमिदंतवहृदयमुदारं ॥ दर्शयतीवबहिर्मदनद्रुमनवकिसलयपरिवारं ॥४॥ दशनपदंभवदधरगतंममजनयतिचेतसिखेदं ॥ कथयातिकथमधुनापिमयासहतववपुरेतदभेदं ॥ ५ ॥ बहिरिवमलिनतरंतवकृष्णमनोपिभविष्यतिनूनं ॥ कथमथवंचयसेजनमनुगतमसमशरज्वरदूनं ॥ ६ ॥ भ्रमसिभवानबलाकवलायवनेषुकिमत्रविचित्रं ॥ कथयतिपूतनिकैववधूवधनिर्दयबालचरित्रं ॥ ७ ॥ श्रीजयदेवभणितरतिवंचितखंडितयुवतिविलापं ॥ शृणुतसुधामधुरंविबुधाविबुधालयतोपिदुरापं ॥८॥

અર્થ—તમને જોઇનેજ મને ખેદ થાયછે માટે હેમાધવ! જાઓ જાઓ હે કેશવ! મારી પાસે કપટનો વાદ કરો માં હેકમલલોચન! જે સ્ત્રી તમારૂં દુઃખ હરે છે તેની પાસે જાઓ. ॥ ધ્રુ૦ ॥ (તમે કહોછો જે હું ખોટું નથી બોલતો અને બીજી સ્ત્રી પાસે નથી ગયો) પણ રાત્રિમાં થયેલા મોટા ઉજાગરાને લીધે લાલ અને આલસવાળાં થઇ ગયેલાં તમારાં નેત્ર તે સ્ત્રીના અનુરાગને ધારણ કરતાં હોય નહિં શું? એમ શૃંગાર રસના આવેશેં કરીને સ્ફુટ કહી દે છે ॥ ૧ ॥) વળી તમે કહો છો જે તારી ચિંતાથી ઉજાગરાને લીધે નેત્ર લાલ થયાં છે. એમાં બીજું કારણ નથી તો) હે કૃષ્ણ! જે તમારો હોઠ લાલ હતો તે કાજલેં કરીને કાળાં તે સ્ત્રીના નેત્રનું ચુંબન કરવાથી તમારા શરીરને મળતું શ્યામ રૂપ ધારણ કરે છે ॥ ૨ ॥ (વળી તમે કહો છો જે એ પણ તારી ચિંતાથી કાળો થઇ ગયો છે કોઇના નેત્રનું ચુંબન કરવાથી નથી થયોતો) કામ યુદ્ધ વખતેં તીક્ષ્ણ નખ વાગવાથી જેમાં રેખાઓ પડેલી છે એવું તમારૂં શરીર મરકત મણીની શિલામાં સોનેરી લીપીથી લખેલો રતિ જયનો લેખ હોય નહિ શું એવું શોભે છે. ॥ ૩ ॥ વળી તમે કહો છો જે તુંને ગોતવા સારૂ જ્યારે હું વનમાં ફરતો હતો ત્યારે વનનાં કાંટાળાં ઝાડ સાથે અથડાઇ જવાથી એવી રેખાઓ થયેલી છે. કોઇ સ્ત્રીના નખ વાગેલા નથી તો.) તે સ્ત્રીના ચરણથી પડેલ અલતાના રસેં કરીને આર્દ્ર થયેલું જે તમારૂં હૃદય છે. તે અંદર રહેલા મદન વૃક્ષના નવીન પલ્લવના સમૂહને બાહેર દેખાડતું હોય નહિ શું એવું દેખાય છે ॥ ૪ ॥ (વળી તમે કહો છો જે ગેરૂ વિગેરેથી મારૂં હૃદય ચિત્રેલું છે કોઇ સ્ત્રીના ચરણનો અલતો લાગ્યો નથી. એમ કહીને સઘળું છુપાડતા જાઓછો ને ઠીક પણ હે

કૃષ્ણ ! હવે હું તમારી અપેક્ષા નથી રાખતી તોપણ હજી સુધી તમારૂં શ-રીર મારી સાથે એકતા કેમ જણાવે છે કારણ કે કોક સ્ત્રીના દાંતનું ચિન્હ તમારા અધર ઉપર થએલું છે તેની પીડા જે તમને થાવી જોઇએ તે મારા-હૃદયમાં પણ ખેદ ઉત્પન્ન કરે છે ॥ ૫ ॥ (વળી તમે કહો છો જે તારી વાટ જોઇ જોઇ હોઠ સુકાઇને મલીન થઇ જવાથી ફાટી ગયા છે કોઇ સ્ત્રીના દાંત વાગેલા નથી) તો પણ હે કૃષ્ણ! જેવા તમે બાહેર છો એવુંજ તમારૂં મન પણ ખરેખર અંદર અતિ મલીન હશે નહિતો કામદેવના બાણેંકરીને દુઃખી થયેલાં અને તમને અનુકૂળ તથા તમનેજ અનુસરનારાં એવાં માણસને તમે કેમ છેતરો કારણ કે શુદ્ધ અંતઃકરણવાળાની એ રીતિ નથી ॥ ૬ ॥ ( વળી તમે કહો છો જે હું કોઇને છેતરતો નથી તુંજ ખોટી શંકા કરે છે ) તો હે કૃષ્ણ ! એમાં કાંઇ ખોટી શંકા નથી. ) અને તમે સ્ત્રીયોનો ગ્રાસ કરવા સારૂં આ વનમાં ફરો છો એ પણ કાંઇ આશ્ચર્ય નથી કારણ કે સ્ત્રીના વધેંકરીને નિર્દય એવું જે તમારૂં બાલચરિત્ર છે તે પૂતનાજ કહેતી ગઇ છે ॥ માટે જેણે બાલ્યાવસ્થામાં પૂતનાને મારી નાખી તે તરૂણાવસ્થામાં બીજી સ્ત્રીઓને મારે એમાં શું આશ્ચર્ય ॥ ૭ ॥ હે પંડિતો ! શ્રી જયદેવેં ભણેલો આ રતિવંચિત ( ખંડિતા ) નાયિકાનો વિલાપ સાંભળો ॥ તે વિલાપ કેવો છે કે અમૃતથી પણ મધુર અને સ્વર્ગમાં પણ દુઃખે કરીને મળી શકે એવો છે ॥ ૮ ॥ તેમજ વળી કહે છેઃ—

**तदेवंपश्यंत्याःप्रसरदनुरागंबहिरिवप्रियापादालक्तच्छुरितमरुणद्योतिहृदयं ॥ ममाद्यप्रख्यातप्रणयभरभंगेनकितवत्वदालोकःशोकादपिकिमपिलज्जांजनयति ॥२॥**

**અર્થ**—તમારી પ્રિયાના પગનો અલતો લાગવાથી લાલ કાંતિવાળું તે જાણિયે તે પ્રિયા ઉપર તમારો પ્રેમ છે તે અંદરથી ભેદીને બાહેર ફેલાતો હોય નહિ શું એવું તમારૂં હૃદય જોતી એવી હું તેના પ્રસિદ્ધ થયેલા પ્રેમના ભંગે કરીને હે કપટી કૃષ્ણ ! તમારૂં જે દર્શન છે તે પણ કાંઇ કહિ ન શકાય એવી શરમને ઉત્પન્ન કરે છે ॥ ૨ ॥

પછી શ્રીકૃષ્ણે રાધાજીનું ઘણુંજ દૃઢ માન જોઇને પોતાનો પ્રયત્ન શિ-થિલ થયો ત્યારે વિચાર કર્યો જે હું વાંસળી વગાડીશ અને એની સખી એને સમજાવશે એટલે એનું માન ઉતરશે એમ ધારીને પોતે વાંસળી વગાડે છે તેજ અભિપ્રાય યાદ લાવીને કવિ આશિર્વાદરૂપે વાંસળીના શબ્દનું વર્ણન કરે છે ॥

**अंतर्मोहनमौलिघूर्णनचलन्मंदारविस्रंसनस्तब्धाकर्षणदृष्टिहर्ष**

णमहामंत्रःकुरंगीदृशां ॥ दृप्यद्दानवदूयमानदिविषद्दुर्वारदुःखाप
दांभ्रंशःकंसरिपोर्व्यपोहयतुवःश्रेयांसिवंशीध्वनिः ॥३॥

અર્થ —મૃગલી સરખાં જેનાં નેત્ર છે એવી સ્ત્રીઓના મનને મોહ કરવામાં તથા તેઓના મસ્તકને ધુણાવવામાં અને તેથી ચલાયમાન થતાં એવાં તેમાં ગુંથેલાં મંદારનાં પુષ્પોને ખેરવવામાં તથા તેઓને સ્તંભન કરવામાં, આકર્ષણ કરવામાં અને તેઓની દૃષ્ટિનો હર્ષ કરવામાં મોટા વશીકરણના મંત્રરૂપી એવો અને મદોન્મત્ત દાનવોએ દુઃખિત કરેલા દેવોની દુઃખે કરીને નિવારણ થઈ શકે એવી આપત્તિનો નાશ કરનારો એવો શ્રીકૃષ્ણની વાંસળીનો ૧ ધ્વનિ, નિરંતર તમારાં કલ્યાણ કરો ॥ ૩ ॥

इतिश्रीगीतगोविंदेमहाकाव्येखंडितावर्णनेविलक्षलक्ष्मीपातिर्नामाष्टमः सर्गः ॥८॥

ત્યાર પછી ઘણી વાર સુધી પગે લાગવાથી પણ તેનું માન ન ઉતર્યું એટલે તેની ઉપેક્ષા કરીને શ્રીકૃષ્ણ જ્યારે અંતર્ધ્યાન થયા ત્યારે અંતરમા ઘણુંજ ઉત્કંઠાવાળાં અને બાહેરથી માનમાં ડુબેલાં રાધાજીને જાણીને તેની સખી કહે છે ॥

तामथमन्मथखिन्नां रतिरसभिन्नां विषादसंपन्नां ॥ अनुचिन्तितहरिचरितां कलहांतरितां सखी प्राह ॥१॥

અર્થ—ત્યારપછી કામદેવે કરીને ખેદ પામેલાં તથા રતિના રસેંકરીને ખંડિત થયેલાં તથા દુઃખે કરીને યુક્ત થયેલાં તથા જેણે વારંવાર હરિનું ચિંતવન કરેલું છે એવાં અને ૨ કલહાંતરિતાવસ્થાને પ્રાપ્ત થયેલાં એવાં રાધાજીને તેની સખી કહે છે ॥ ૧ ॥

## ॥ अष्टपदी ॥

रामकिरिरागे यतिताल च गीयते.

૩ રામક્રિરિ રાગમાં અને યતિતાલમાં ગવાયછે.

हरिराभिसरतिवहतिमृदुपवने ॥ किमपरमधिकसुखंसखिभवने

---

(૧) શબ્દ (૨) કલહાંતરિતાનું લક્ષણ ॥ श्लोक ॥ यासखीनांपुरःपादपतिंतंवल्लभंरुषा ॥ निरस्यपश्चात्तपतिकलहांतरिताहिसा ॥१॥ અર્થ—જે સ્ત્રી સખીયો પાસેં પોતાના પગમાં પડેલા પ્રિયને કોપેંકરીને કાહાડી મુકે અને પછી પશ્ચાત્તાપ કરે તે કલહાંતરિતા નાયિકા કહેવાય ॥ ૧ ॥ (૩) એનું લક્ષણ સર્ગ ૧મા અષ્ટપદી ૪માં કહ્યું છે )

॥१॥ माधवेमाकुरुमानिनिमानमये ॥ ध्रु० ॥ तालफलादपिगुरुमातिसरसं ॥ किमुविफलीकुरुषेकुचकलशं ॥२॥ कतिनकाथितमिदमनुपदमचिरं ॥मापरिहरहरिमतिशयरुचिरं ॥३॥ किमितिविषीदसिरोदिषिविकला ॥ विहसतियुवतिसभातवसकला ॥४॥ सजलनालिनदलशीतलशयने ॥ हरिमवलोकयसफलयनयने ॥५॥ जनयसिमनसिकिमितिगुरुखेदं ॥ शृणुममवचनमनीहितभेदं ॥६॥ हरिरुपयातुवदतुबहुमधुरं ॥ किमितिकरोषिहृदयमतिविधुरं ॥७॥ श्रीजयदेवभणितमतिललितं ॥ सुखयतुरसिकजनंहरिचरितं ॥८॥

અર્થ—હે માનવાળિ ! ( રાધાજી ) શ્રી માધવનેવિષે તમે માન મ કરો. ॥ ધ્રુ૦ ॥ જુઓ આ મૃદુ પવન વાય છે અને શ્રી હરિ પોતે અભિસાર કરીને આવેલા છે ॥ હે સખિ ! ઘરમાં આથી વધારે શું સુખ છે ॥ ૧ ॥ અને તાલનાં ફળથી પણ મોટા અને રસવાળા કુચરૂપી કળશને નિષ્ફળ કેમ કરો છો ॥ ૨ ॥ આ અતિસુંદર એવા હરિને ત્યાગ કરોમાં એમ ક્ષણે ક્ષણે કેટલીવાર મેં તમને નથી કહ્યું ? ઘણીવાર કહેલું છે ॥ ૩ ॥ હવે શા વાસ્તે ખેદ પામો છો અને વિકલ થઈ રૂવો છો શું ? જુઓ આ તમારી ૧ પ્રતિપક્ષી સઘળી સ્ત્રિયોની સભા હસે છે ॥ ૪ ॥ માટે જલ સહિત એવાં કમલપત્રોની શય્યામાં શ્રીહરિને જુઓ અને નેત્રને સફળ કરો ॥ ૫ ॥ મનમાં આવડો મોટો ખેદ શું કરવા કરો છો અને જેથી વિરહનું દુઃખ મટે એવું મારૂં વચન સાંભળો ॥ ૬ ॥ હરિ ભલે આવે અને બહુ એવાં મધુરવચન ભલે બોલે ॥ તમે તમારૂં હૃદય આવડું અતિ વિધુર કેમ કરો છો શ્રીકૃષ્ણનાં મધુર વચન સાંભળીને તમારા હૃદયને ખુશી કરો ॥ ૭ ॥ શ્રી હરિનાં ચરિત્રમય અને સુંદર એવું શ્રી જયદેવ કવિનું ભણવું રસિક જનને સુખ આપો ॥ ૮ ॥ આટલું કહેતાં પણ જ્યારે રાધાજી નથી મનાતાં ત્યારે હવે ઇર્ષ્યા સહિત સખી કહે છે ॥

स्निग्धेयत्परुषासियत्प्रणमतिस्तब्धासियद्रागिणिद्वेषंयासियदुन्मुखेविमुखतांयातासितस्मिन्प्रिये ॥ तद्युक्तंविपरीतकारिणितव श्रीखंडचर्चाविषंशीतांशुस्तपनोहिमंहुतवहःक्रीडामुदोयातनाः॥२

અર્થ—જેથી તારો પ્રિય નારી ઉપર સ્નેહવ ગો છે અને તું તેને વિષે કઠોર છો. જેથી તે તુંને પ્રણામ કરેછે ને તું તેનેવિષે સ્તબ્ધ થઇ ગેહી છો. જેથી

---

૧ સપત્નીયું ( સોકયું )

તે તારા ઉપર પ્રીતિવાળા છે ને તું તેનેવિષે દ્વેષપણાને પામછ; જેથી તે તારૂં મુખ જોવા સારૂ તારી સન્મુખ થયા છે ને તું તેનાથી મુખ ફેરવીને તેનેવિષે વિમુખપણાને પામછ તેથી હે વિપરીત કરનારી સખિ ! તુંને બધું વિપરીતજ યોગ્ય છે. એટલા માટે તુંને ચદનની ચર્ચા વિષ જેવી લાગેછે ચંદ્ર સૂર્ય જેવો લાગે છે બરફ અગ્નિ જેવો લાગે છે રતિક્રીડાના આનંદ તીવ્ર વેદના જેવા લાગે છે. ॥ ૨ ॥

હવે શ્રીકૃષ્ણની શ્રીરાધાજીપ્રત્યે ચાટૂક્તિયો કહેવાશે તેણેકરીને શ્રીરાધાજીનું સૌભાગ્ય પ્રકટ કરવા સારૂ કવિ શ્રીકૃષ્ણનું ઐશ્વર્ય વર્ણવે છે ॥

**सांद्रानंदपुरंदरादिदिविषद्वृंदैरमंदादरादानम्रैर्मुकुटेंद्रनीलमणिभिःसंदर्शितेंदीवरं ॥ स्वच्छंदंमकरंदसुंदरगलन्मंदाकिनीमेदुरं गोविंदस्यपदारविंदमशुभस्कंदायवंदामहे ॥३॥**

**અર્થ**—બળિને નિયમમાં રાખવાથી તે વખતે જેઓને ધાટો આનંદ થયલો છે એવા ઈંદ્રાદિ દેવોના વૃંદે ઘણા આદરથી નમાવેલ મુકટના ઇંદ્ર નીલમણીઓએ કરીને જેમાં સ્યામ કમળની શોભા દર્શાવેલીછે એવું અને ૧ સ્વચ્છંદ જેમ હોય એવિરીતે ૨ મકરંદેં કરીને સુંદર પડતી એવી આકાશ ગંગા તેણેં કરીને ૩ મેદુર એવું શ્રી ગોવિંદનું ચરણારવિંદ છે તેને અમારા અશુભનો નાશ કરવા સારૂ વંદન કરિયેં છીએં ॥ ૩ ॥ (મતલબકે એવો જેના ચરણારવિંદનો મહિમા છે એવા શ્રીકૃષ્ણ તે જ્યારેં શ્રીરાધાના ચરણારવિંદ ને પોતાના મસ્તક ઉપર ધારણ કરવાસારૂ શ્રીરાધાજીપાસેં પ્રાર્થના કરેછે ત્યારે શ્રીરાધાજીના સૌભાગ્યનો મહિમા શું કેહેવો ॥ એણે કરીનેં કવિએ શ્રીરાધાજીના સૌભાગ્યનું વર્ણન કર્યું ॥

इतिश्रीगीतगोविंदेमहाकाव्येकलहांतारितावर्णनेमंदमुकुंदोनामनवमः सर्गः ॥ ९ ॥

પછી સવારથી આરંભીને આખો દિવસ એ પ્રમાણે સખીએં કહ્યું ત્યારેં હવે કવિ સાંજનું વૃત્તાંત કહેછે ॥

**अत्रांतरेमसृणरोषवशामसीमनिःश्वासनिःसहमुखींसुमुखीमुपेत्य ॥ सव्रीडवीक्षितसखीवदनामदोषेसानंदगद्गदपदंहरिरित्युवाच ॥१॥**

---

(૧) સ્વતંત્ર. (૨) સુગંધ. (૩) ધાડું.

અર્થ—એ અવસરમાં પ્રદોષ વખતે કાંઈક કોપ શાંત થયો ત્યારે ઘણા નિઃશ્વાસોએ કરીને જેનું મન (૧)નિઃસહ થયું છે એવાં અને લજ્જાસહિત જેણે સખીના મુખ સામુ જોયું છે એવાં સુંદર મુખવાળાં રાધાજીની-પાસે આવીને રાધાજી કાંઈક પ્રસન્ન થયાં તેના આનંદે કરીને જેનું બોલવું ગદ્ગદ કંઠથી ગલિતાક્ષર વાળું છે. એવા શ્રી હરિ આ પ્રમાણે કહેછે ॥ ૧ ॥

# ॥ अष्टपदी ॥

देशवराडिरागे अष्टतालीताले च गीयते.

દેશવરાડીરાગમાં અને અષ્ટતાલી તાલમાં ગવાયછે.

वदसियदिकिंचिदपिदंतरुचिकौमुदीहरातिदरतिमिरमतिघोरं ॥ स्फुरदधरसीधवेतववदनचंद्रमारोचयतिलोचनचकोरं ॥१॥ प्रियेचारुशीलेमुंचमयिमानमनिदानं ॥ सपदिमदनानलोदहतिममानसंदेहिमुखकमलमधुपानं ध्रु०॥ सत्यमेवासियदिसुदतिमयिकोपिनीदेहिखरनखरशरघातं ॥ घटयभुजबंधनंजनयरदखंडनंयेनवाभवतिसुखजातं ॥२॥ त्वमसिममजीवनंत्वमसिममभूषणंत्वमसिममभवजलधिरत्नं ॥ भवतुभवतीहमयिसततमनुरोधिनीतत्रममहृदयमतियत्नं ॥३॥ नीलनलिनाभमपितन्वितवलोचनंधारयतिकोकनदरूपं ॥ कुसुमशरबाणभावेनयदिरंजयतिकृष्णमिदमेतदनुरूपं ॥४॥ स्मरगरलखंडनंममशिरसिमंडनंनिधेहिपदपल्लवमुदारं ॥ ज्वलतिमयिदारुणोमदनकदनारुणोहरतुतदुपाहितविकारं॥५॥ स्फुरतुकुचकुंभयोरुपरिमणिमंजरीरंजयतुतवहृदयदेशं ॥ रसतुरसनापितवघनजघनमंडलेघोषयतुमन्मथनिदेशं ॥६॥ स्थलकमलगंजनंममहृदयरंजनंजनितरतिरंगपरभागं ॥ भणमसृणवाणिकरवाणिचरणद्वयंसरसलसदलक्तकरागं ॥७॥ इतिचटुलचाटुपटुचारुमुरवैरिणोराधिकामधिवचनजातं ॥ जयतिपद्मावतीरमणजयदेवकविभारत्तीभणितमतिशांतं ॥८॥

---

(૧) હિંમતવીનાનું)

અર્થ—સુંદર સ્વભાવવાળી હે પ્રિયા, તેં કારણવિનાનું મારેવિષે માન-
રાખ્યું છે તે મુકીદે. જ્યારથી તેં માન રાખેલછે, ત્યારથીજ કામદેવ મારા મ-
નને બાળેછે. માટે તેની શાંતિ સારૂ તારા મુખરૂપી કમળના મધુનું પાન કર-
વાદે ॥ ધ્રુ૦ ॥ જ્યારે તું કાંઇક બોલે ત્યારે તારા દાંતના પ્રકાશરૂપી ચાંદની.
મારા મનનું ભયરૂપી અતિઘોર અંધારૂં હરી લીયે ॥ તારો મુખરૂપી ચંદ્રમા.
મારા લોચનરૂપી ચકોરને અધરામૃતનું પાન કરવાની રૂચી કરાવે છે
॥ ૧ ॥ હે સુંદરિ, તું એકજ જેનું જીવન છો એવો હું તેનેવિષે તારે કોપ
કરવો ઘટતો નથી. તોપણ જો તું સાચેંજ મારેવિષે કોપવાળી હો તો તારા
તીક્ષ્ણ નખરૂપી બાણના ઘા મારા શરીરઉપર મારી લે. ॥ એથી સંતોષ ન
થાતો હોય તો તારી બે ભુજાએંકરીને મને બાંધીલે. ॥ અને એથી પણ તુંને
અસંતોષ રહેતો હોય તો, તારા દાંતેં કરીને મને ખંડીત કર, અથવા જેણે
કરીને તુંને સુખ થાય તેમ કર. ॥ ૨ ॥ (જે તમારી પ્રિયા હોય તે તમને દંડ
કરે એમ જો તું કહેતી હોતો ) તુંજ મારૂં જીવન છો, તુંજ મારૂં ભૂષણ છો,
અને આ સંસારરૂપી સમુદ્રમાં મારૂં રત્ન પણ તુંજ છો. જેમ કોઇ પુરૂષ ર-
ત્નાકરનું ધ્યાન કરીને પછી તેની પાસેથી ચિંતામણી મળે એટલે પોતાના આ
ત્માને પૂર્ણ માનેછે. તેમ હું પણ આ સંસારરૂપી રત્નાકરમાંથી સ્ત્રીઓને વિષે
રત્નરૂપી તુંને પામીને કૃતાર્થ થયોછું. એટલા સારૂંજ તું હમેશાં મારેવિષે અનુ-
કુળ રહે તે બાબતમાં મારૂં હૃદય અતિયત્નવાળું છે. ॥ ૩ ॥ હે [1]તન્વિ શ્યામ
કમળના જેવી જેની કાંતિ છે એવું આ તારૂં [2]લોચન તે લાલ કમળના રૂપને
ધારણ કરે છે. તેણેકરીને હું જાણું છું જે તારામાં રંગ ચડાવવાની વિદ્યા છે.
પરંતુ એ રંજન વિદ્યા તો જ્યારે કામદેવના બાણના ભાવેંકરીને અનુરાગવાળી
થયેલી દૃષ્ટિથી કૃષ્ણ એવું આ મારૂં શરીર છે તેમાં રંગ ચડાવીને તારી દૃષ્ટિ
સરખું કર ત્યારે યોગ્ય થાય. કારણકે શિખેલી વિદ્યા બીજી જગોએ અજ-
માવીએ ત્યારે ખરી કહેવાય ॥ ૪ ॥ કામદેવના વિષનો નાશ કરનારૂં મનોવાં-
છિત આપનારૂં અને ભૂષણરૂપી એવું તારૂં ચરણપલ્લવ મારા મસ્તક ઉપર
ધારણ કર ॥ કારણકે દારૂણ એવો કામદેવરૂપી દુઃખ દેનારો સૂર્ય મારાઉ-
પર દાહ કરી રહ્યો છે. માટે તેથી પ્રાપ્ત થયેલા વિકારને હરિ લે ॥ ૫ ॥
તારા કુચકુંભઉપર મણીની માળા ભલે સ્ફુરાયમાન થાય. અને તેણેકરીને
તારા હૃદયનો ભાગ ભલેં રંગાય ॥ અને તારા ધાટા જઘન સ્થળઉપર કટીમે
ખલાપણ ભલેં શબ્દ કરે. અને ભલેં કામદેવની આજ્ઞા બજાવે ॥૬॥ હે સ્નિગ્ધ-
વચનવાળી મને આજ્ઞા આપ તો શોભાએંકરીને જેણે સ્થળ કમળને ગંજવેલુંછે

(૧) પાતળા શરીરવાળી. (૨) નેત્ર.

એવા અને મારા હૃદયનેં રંજન કરનારા, તથા રતિરંગમાં જેણે પરમ શોભા ઉત્પન્ન કરેલી છે એવા તારા બે ચરણનેં સરસ અલતાના રસેંકરીને સુશોભિત રંગવાળા કરૂં ॥ ૭ ॥ રૂચિકારક સુંદર અને અતિ શાંત. એવું શ્રી મુરવૈરી (શ્રીકૃષ્ણનું) શ્રીરાધાજી પ્રત્યે કહેલું વચન જય પામેછે ॥ ૮ ॥ હવે પોતાનું પૂર્વો ૧ચ્ચરીત જણાવવાસારૂં કહેછે ॥

**परिहरकृतातंकेशंकांत्वयासततंघनस्तनजघनयाक्रांतेस्वांतेपरा नुवकांशिनि॥ विशतिवितनोरन्योधन्योनकोपिममांतरंप्रणयिनि परीरंभारंभेविधेहिविधेयतां ॥२॥**

**અર્થ**—દુઃખ કરનારિ હે પ્રિયા બીજી સ્ત્રીની જે તુંને શંકાછે તે મુકીદે. હે બીજાને અવકાશ ન આપનારિ જેના સ્તન અનેં જઘન ઘણા પુષ્ટ છે એ-વી તું તેણે દબાવાણેલા મારા હૃદયમાં કામદેવથી બીજો કોઇપણ ધન્ય નથી જે અંદર પ્રવેશ કરે માટે હે પ્રણયિનિ આલિંગનના આરંભમાં જે તારે કરવું હોય તે કરીલે ॥૨॥ જો મારાં વચનથી તુંનેં વિશ્વાસ ન આવતો હોય તો તું તારી મેળે જે દંડ કરવો હોય તે કર. ॥ તે કહે છે ॥

**मुग्धेविधेहिमयिनिर्दयदंतदंशदोर्वेलिबंधनिबिडस्तनपीडनानि ॥ चंडित्वमेवमुदमंचनपंचवाणचंडालकांडदलनादसवःप्रयांतु ॥३॥**

**અર્થ**—હે મુગ્ધે હે ૨ચંડિ મારેવિષે નિર્દય એવા દાંતના દંશ કર, ભુજ ૩વલ્લરીથી બંધન કર. અનેં ધાટા સ્તનથી પીડન કર એટલું કરીનેં ખુશી થા, પણ કામદેવ રૂપી ચંડાલના બાણ પ્રહારથી મારા પ્રાણ નજાઓ ॥ ૩ ॥ ( તું કહેતી હોજે મારામાં કોપ નથી તો. )

**शशिमुखितवभातिभंगरभ्रुर्युवजनमोहकरालकालसर्पी ॥ तदु दितभयभंजनाययूनांत्वदधरसीधुसुधैवसिद्धमंत्रः ॥४॥**

**અર્થ**—હે શશિમુખિ જુવાન એવા અમને મોહ કરનારી કાળી નાગ-ણી સરખી તારી કુટિલ ભ્રુકુટી શોભે છે, તે કોપવિના કેમ સંભવે ॥ તેથી થ-ચેલા ભયનો નાશ કરવાસારૂં પ્રસન્ન થયેલી તું તેના અધર રૂપી અમૃત એજ સિદ્ધ મંત્ર છે ॥ ૪ ॥ એમ કરતાં પણ ઉતર નથી આપતાં ત્યારે વળી કહેછે ॥

**व्यथयतिवृथामौनंतन्विप्रपंचयपंचमंतरुणिमधुरालापैस्तापंवि**

---

(૧) પ્રથમ કહેલું વચન. (૨) કોપવળી. (૩) લતા (વેલ).

नोदयदृष्टिभिः ॥ सुमुखिविमुखीभावंतावद्विमुंचनमुंचमांस्वयमतिशयस्निग्धोमुग्धेप्रियोयमुपस्थितः ॥५॥

અર્થ—હે તન્વિ તારૂં જે ૧મૌન છે તે મુને વ્યથા ઉત્પન્ન કરેછે માટે મધુર વાણીનો વિસ્તાર કર. હે તરૂણિ મધુર ભાષણેકરીને મારા તાપને દૂર કર અને દૃષ્ટિએકરીને મુનેં વિનોદ કરાવ ॥ હે સુમુખિ મારેવિષે વિમુખપણું મુકીદે. પણ મુનેં ન મુકી દે. હે મુગ્ધે જો આ અતિશય સ્નેહવાળો તોરો પ્રિય હું પોતાની મેળેં તારીપાસે આવીને ઉભો છું ॥ ૫ ॥

(પાંચ જાતના પુષ્પવાળું તારૂં મુખ છે તેની સેવા કરીને કામદેવ પુષ્પાયુધ કહેવાણો છે અને તેણેકરીને મુને દુઃખ દેછે માટે તું પ્રસન્ન થા એમ વક્રોક્તિથી કહે છે.

बंधूकद्युतिबांधवोयमधरःस्निग्धोमधूकछविर्गंडेचंडिचकास्तिनीलनलिनश्रीमोचनेलोचने ॥ नासाभ्येतितिलप्रसूनपदवींकुंदाभदंतिप्रियेप्रायस्त्वन्मुखसेवयाविजयतेविश्वंसपुष्पायुधः ॥६॥

અર્થ—હે ચંડિ તારો સ્નિગ્ધ એવો જે અધર છે તે બાપોરિયાના પુષ્પનિ કાંતીનો ૨બંધુ છે. તેમજ ગંડસ્થળ ઉપર ૩મધુક પુષ્પની કાંતિ દીપે છે તારાં લોચન ૪ શ્યામ કમળની કાંતીને મુકાવી દેછે. તારી નાસિકા ૫તલનાં પુષ્પની પદવીનેં પામેં છે. માટેં જેના દાંતની પંક્તિ, કુંદ પુષ્પની કળીયો સરખી શોભે છે. એવિ હે પ્રિયા, હું જાણું છું જે ઘણું કરીને તારા મુખની સેવાએકરીનેજ કામદેવ પુષ્પાયુધ કહેવાણોછે. અને તેણેંકરીનેજ સર્વ જગતને જીતે છે ॥ ૬ ॥ (વળી કહે છે)

दृशौतवमदालसेवदनमिंदुसंदीपनंगतिर्जनमनोरमाविजितरंभमूरुद्वयं ॥ रतिस्तवकलावतीरुचिरचित्रलेखेभ्रुवावाहोविबुधयौवतंवहसितन्विपृथ्वीगता ॥७॥

અર્થ—હે તન્વિ ! (દુબળી થઇ ગયેલિ) તું પૃથ્વીમાં રહિ છો તો પણ દેવાંગનાઓના સમૂહનેં ધારણ કરે છે. એ એક મોટું આશ્ચર્ય છે. કેમકે આંહી તારી બે દૃષ્ટિ ૬મદાલસ છે. અને સ્વર્ગમાં તો એકજ મદાલસા નામ-

(૧) ન બોલવું. (૨) એટલે તે સરખો લાલ છે. (૩) એટલે ગાલ મહુડાના પુષ્પ સરખા દીપે છે. (૪) એટલે તેનાથી પણ સરસ કાળાંછે. (૫) એટલે તેના સરખિ આકૃતિવાળી છે. (૬) મદેંકરીનેં આલસવાળી.

ની દેવાંગના છે, આહિં તારૂં મુખદ ઇંદુ [1]સંદીપન છે. અને સ્વર્ગમાં ઇંદુ સંદીપની નામની દેવાંગના છે. આંહિ જે તારી ચાલછે તેજન [2]મનોરમા છે. અને સ્વર્ગમાં મનોરમા નામની દેવાંગના છે. આંહી તારાં બે ઉરૂ [3]રંભાને જીતવાવાળાં છે. અને સ્વર્ગમાં એકજ રંભા નામની દેવાંગના છે. આંહિ તારી રતિ છે તે [4]કલાવતી છે. સ્વર્ગમાં કલાવતી નામની દેવાંગના છે. આંહિ તારી બે ભ્રકુટી છે તે મનોહર [5]ચિત્રલેખાછે અને સ્વર્ગમાં એકજ ચિત્રલેખા નામની દેવાંગના છે ॥ ૭ ॥

એવી રીતે પોતાની પ્રિયાના ગુણ કીર્તનના આવેશથી કુવલયા પીડના વધ રૂપી મહા સંકટ સ્થાનમાં પણ અનુભવ કરાણેલ તેના સ્પર્શ સુખના સ્મરણે કરી પરવશ થયેલા શ્રીકૃષ્ણનું વર્ણન કરતાં કવિ આશિર્વાદ આપેછે ॥

**प्रीतिंवस्तनुतांहरिःकुवलयापीडेनसार्धंरणेराधापीनपयोधरस्मरणकृत्कुंभेनसंभेदवान् ॥ यत्रस्विद्यतिमीलतिक्षणमथाक्षिप्तेद्विपेतत्क्षणात्कंसस्यालमभूज्जितंजितमितिव्यामोहकोलाहलः ॥८॥**

**અર્થ**—જેનાં કુંભસ્થળ શ્રીરાધાજીના પુષ્ટ પયોધરનું સ્મરણ કરાવનારાં છે એવા કુવળયાપીડની સાથે યુદ્ધ કરવાવખતે [6]સંસક્ત થયેલા શ્રીહરિ તમારી પ્રીતિનો વિસ્તાર કરો ॥ જે યુદ્ધમાં રાધાજીના સ્તનનું સ્મરણ કરાવનાર કુંભસ્થળના સ્પર્શના સુખેકરીને [7]સાત્વિક ભાવ થવાથી શ્રીકૃષ્ણ જ્યારે ક્ષણમાત્ર પસીનાયુક્ત થઇ ગયા અને નેત્ર વિંચી ગયા ત્યારે કંસના તરફથી અમો જીત્યા, અમો જીત્યા એવી રીતે સારીપેઠે આનંદના વ્યામોહથી કોલાહલ થયો અને ક્ષણવાર પછી શ્રીકૃષ્ણ સાવધાન થયા અને હાથીને પછાડયો ત્યારે તે જીત્યા, તે જીત્યા એવી રીતે શોકના વ્યામોહથી કોલાહાલ થયો ॥ ૮ ॥

**इतिश्रीगीतगोविंदेमहाकाव्येमुग्धमाधवोनामदशमःसर्गः ॥१०॥**

એવી રીતે પ્રિયાને પ્રસન્ન કરીને (**मेघैर्मेदुरं**) ઇત્યાદિ આરંભમાં કહેલાં સખિના વચનથી અને [8]સ્મિતથી સખિનો અભિપ્રાય જાણીને શ્રીકૃષ્ણ કુંજ વનમાં ગયા, ત્યારે તેની સખિ શ્રીરાધાજીને કહેછે, (તે કહે છે,)

**सुचिरमनुनयेनप्रीणयित्वामृगाक्षींगतवतिकृतवेशेकेशवेकुंजश**

---

(૧) ચંદ્ર સરખું પ્રકાશમાન. (૨) અમોને ગમે એવી છે. (૩) કદળીને. (૪) કલાકૌશલ્યવાળી. (૫) ચિત્રની રેખા (તે સરખી કુટીળ). (૬) આસક્ત. (૭) કામવિકાર. (૮) મંદ હસવું.

थ्यां ॥ विरचितरुचिभूषांदृष्टिमोषेप्रदोषेस्फुरतिनिरवसादांकापि राधांजगाद ॥१॥

અર્થ—ઘણીવાર સુધી સાંત્વનના વચને કરીને મૃગાક્ષીને પ્રસન્ન કરીને પછી અંધારાથી દૃષ્ટીના વ્યાપારને હરનારો પ્રદોષ વખત જ્યારે સ્ફુરાયમાન થયો અને તે વખતે અભિસારનો વેશ ધારણ કરીને જ્યારે શ્રીકેશવ કુંજ શય્યામાં ગયા ત્યારે જેણે અભિસારને યોગ્ય આભૂષણાદિની શોભા કરેલી છે એવાં અને ખેદરહિત એવાં રાધાજીને તેની કોઇએક સખી કહે છે. ॥૧॥ (આજ બાબતનો અભિપ્રાય કવિએ ૧ઉપક્રમમાં સૂચવેલો છે.)

## ॥ अष्टपदी ॥

वसंतरागे यतिताले च गीयते.

૨વસંત રાગમાં અને યતિતાલમાં ગવાય છે.

विरचितचाटुवचनरचनंचरणेराचितप्रणिपातं ॥ संप्रातिमंजुलवंजुलसीमनिकेलिशयनमनुयातं ॥ १ ॥ मुग्धेमधुमथनमनुगतमनुसरराधिके ॥ ध्रु० ॥ घनजघनस्तनभारभरेदरमंथरचरणविहारं ॥ मुखरितमणिमंजीरमुपेहिविधेहिमरालनिकारं ॥२॥ शृणुरमणीयतरंतरुणीजनमोहनमधुरिपुरावं ॥ कुसुमशरासनशासनवंदिनिपिकनिकरेभजभावं ॥३॥ अनिलतरलकिसलयनिकरेणकरेणलतानिकुरंबं ॥ प्रेरणमिवकरभोरुकरोतिगतिंप्रतिमुंचविलंबं॥४॥स्फुरितमनंगतरंगवशादिवसूचितहरिपरिरंभं ॥ पृच्छमनोहरहारविमलजलधारममुंकुचकुंभं ॥५॥ अधिगतमाखिलसखीभिरिदंतववपुरापिरतिरणसज्जं ॥ चंडिरसितरसनारवडिंडिममभिसरसरसमलज्जं॥६॥ स्मरशरसुभगनखेनसखीमवलंब्यकरेणसलीलं ॥ चलवलयक्कणितैरवबोधयहरिमपिनिजगतिशीलं ॥७॥ श्रीजयदेवभणितमधुरीकृतहारमुदासितवामं ॥ हरिविनिहितमनसामधितिष्ठतुकंठघाटितमविरामं ॥८॥

---

(૧) આરંભમાં. (૨) પહેલા સર્ગની ત્રીજી અષ્ટપદી પ્રમાણે આ રાગનું લક્ષણ જાણવું.

**અર્થ**—હે મુગ્ધે તમને અનુસરતા એવા શ્રી (૧)મધુમથનને તમે અનુસરો ॥ ધ્રુ ॥ કેવા મધુમથન કે જેણે તમને પ્રિય લાગે એવાં વચનની રચના કરેલીછે. જેણે તમારા ચરણને વિષે પ્રણામ કરેલા છે અને જે હમણાંજ મનોહર આસુપાલવના કુંજની હદમાં શય્યા તરફ ગયાછે. એવા ॥ ૧ ॥ ધાટાં સ્તન જઘનના ભારને ધારણ કરનારાં હે રાધાજી, ધીરેધીરે પગલાં ભરાય એવી રીતે અને મણિમયનપુર જેમાં શબ્દાયમાન થાય એવી રીતે ગતિ કરો અને એ ગતિએંકરીને હંસનો પરાભવ કરો॥૨॥ અતિશેં મનોહર તરૂણી જનને મોહકારક એવો શ્રી મધુરિપુનો શબ્દ સાંભળો ॥ કામદેવના હુકમનો પ્રસ્તાવ કરનાર કોયલના સમૂહની સાથે દ્વેશભાવ મુકી દઇને પ્રીતિ ભાવ રાખો ॥ ૩ ॥ જેના નવિન પલ્લવ રૂપી હાથ પવનેંકરીને ચલાયમાન છે એવી લતાઓ પણ તમને ત્યાં જાવાની પ્રેરણા કરતિયું હોય નહિં શું એમ જણાયછે માટે હવે ચાલવામાં વિલંબ મુકી દીયો ॥ ૪ ॥ કામદેવના તરંગને વશ થવાથી હલતો હોય નહિ શું. એમ ફરકવાથી જેણે શ્રીહરીનું આલિંગન સૂચવેલું છે એવો અને જેમાં મનોહર હારરૂપી જલની ધારા છે એવો તમારો આ વામકુચ છે તેને પુછી જુવો ॥ ૫ ॥ રતિ સંગ્રામમાં સજ્જ થયેલું તમારૂં આ શરીર છે તે પણ સર્વ સખીઓએં જાણીલીધેલુંછે માટે હે ચંડિ (રણનેવિષે પ્રવિણ)· જેમાં શબ્દાયમાન કટીમેખળારૂપી ઉત્તમ ડંકા હોય એવી રીતે ઉત્સાહવાન થઇને શરમ મુકીને અભિસાર કરો ॥ ૬ ॥ હે સખિ હાથે કરીને સખીનો અવલંબન કરીને લીલા સહિ જેમ હોય એવી રીતે કામદેવના બાણસરખા સુંદર પાંચ નખરૂપી હથીયાર લઈને જાઓ ॥ તમારી પ્રાપ્તિરૂપી ગતીને વિશેશીલ એવા શ્રીહરિને ચલાયમાન કંકણના શબ્દેકરીને આગળથી જાણકરો ॥ ૭॥ જેણે હારની શોભા નીચી કરેલ છે એવું અને જેમાં શ્રીવામલોચના (રાધાજીનું) ઉદાસીપણું જણાવ્યુંછે એવું શ્રી જયદેવ કવિનું ભણવું તે જેણે શ્રી હરિનેવિષે મન રાખેલાં છે એવા પુરૂષોના કંઠમાં નિરંતર રહો ॥ ૮ ॥

હવે ઊતાવળ કરાવવા સારૂ શ્રીકૃષ્ણની અતિ ઉત્કંઠા બતાવે છે ॥

**सामांद्रक्ष्यातिवक्ष्यातिस्मरकथांप्रत्यंगमालिंगनैःप्रीतिंयास्यतिरंस्यतेसखिसमागत्येतिसंचितयन् ॥ सत्वांपश्यतिवेपतेपुलकयत्यानंदतिस्विद्यतिप्रत्युद्गच्छातिमूर्छतिस्थिरतमःपुंजेनिकुंजेप्रियः ॥२॥**

**અર્થ**—તે રાધાજી આવિનેં મુનેં જોશે. જોઇનેં કામસંબંધી વાતો કરશે. ત્યારપછી અંગેઅંગના આલિંગનેં કરીનેં પ્રીતિ પામશે. અને પછી ક્રીડા

(૧) મધુ નામના દૈત્યનું મથન કરનારા શ્રીકૃષ્ણ.

કરશે ॥ હે સખિ એવિ રીતેં તમાલવનના જામેલા અંધારાયુક્ત લતાગ્રહમાં તમારૂં ચિંતવન કરતા એવા પ્રિય (શ્રીકૃષ્ણ) તે ચીંતવનેં કરીનેં સ્ફુરાયમાન થતાં એવાં તમનેં જુવે છે ॥ જોઇને કંપેછે. રોમાંચિત થાયછે. આનંદ પામે છે સ્વેદયુક્ત થાયછે. વળી ઉઠીને સામા આવેછે અનેં આનંદના આવેશમાં મૂર્છિત થઇ જાયછે ॥ ૨ ॥

હવે અલંકારની રચના કરતું એવું અંધારૂં છે તેપણ વિલંબનેં ન સહન કરવાથી પોતે ઉતાવળ કરાવેછે તે કહે છે ॥

**अक्ष्णोर्निक्षिपदंजनंश्रवणयोस्तापिच्छगुच्छावलींमूर्द्धिश्यामसरोजदामकुचयोःकस्तूरिकापत्रकं ॥ धूर्तानामभिसारसत्वरहृदांविष्वङ्निकुंजेसखिध्वांतंनीलनिचोलचारुसुदृषांमंत्यगमालिंगति ॥३॥**

અર્થ—નેત્રમાં કાજળ નાખતુ એવું. કાનમાં તમાલપત્રના ગુચ્છની ¹શ્રેણી નાખતું એવું મસ્તકમાં શ્યામ કમળની માળા નાખતું એવું અને કાળા ઝુબા સરખું મનોહર એવું આ અંધારૂં છે. તે હે સખિ, ધુર્તનાયક પાસે અભિસાર કરવામાં ઉતાવળા હૃદયવાળી સ્ત્રીઓનેં આ નિકુંજમાં ચારે તરફથી અંગેઅંગને આલિંગન કરેછે ॥ ૩ ॥

અને પ્રેમની પરીક્ષા કરનારૂં પણ અંધારૂંજ છે તે કહે છે ॥

**काश्मीरगौरवपुषामभिसारिकानामाबद्धरेखमभितोरुचिमंजरीभिः ॥ एतत्तमालदलनीलतमंतमिस्त्रंतत्प्रेमहेमनिकषोपलतांतनोति॥४॥**

અર્થ—જેનાં શરીર કેશરસરખાં ગોર છે. એવી અભિસારીકાઓની ચોતરફ કાંતિરૂપી મંજરીઓએ કરીનેં જેમાં રેખાઓ બંધાઇ ગયેલી છે એવું અને તમાલના પત્ર સરખું અતિશય કાળું એવું આ અંધારૂં તે શ્રીકૃષ્ણના પ્રેમરૂપી હેમની ²કસોટીવાળા પથરપણાંનો વિસ્તાર કરેછે. એટલે તે સરખું શોભે છે ॥ ૪ ॥

**हारावलीतरलकांचनकांचिदाममंजीरकंकणमणिद्युतिदीपितस्य ॥ द्वारेनिकुंजनिलयस्यहरिंविलोक्यव्रीडावतींपथिसखीमिय मित्युवाच ॥५॥**

---

(૧) પંક્તિ) (૨) જેમ કસોટીનો પથર કાળો હોય અનેં તેમાં સોનાની લકીરો શોભતી હોય. તેમ કાળા અંધારમાં ચાલી જાતી અભિસારિકાઓના શરની ગોર કાંતિના કીરણો પડેછે તે શોભે છે.

અર્થ—કંઠમાં હારા વળી, કટીમાં ચપળ એવી સોનાની કટીમેખલા ચરણમાં નૂપુર અને હાથમાં કંકણ ઇત્યાદિ આભૂષણોમાં જડેલા મણીઓની કાંતિ એકરીને પ્રકાશિત થયેલા નિકુંજરૂપી વિલાસ ભુવનના દ્વારમાં ઉભેલા શ્રીહરિને જોઇને લજ્જા પામેલાં શ્રીરાધાજીને તેની સખી આવી રીતે કહેછે ॥ ૫ ॥

## ॥ अष्टपदी ॥

वराडीरागे रूपकताले च गीयते.

૧વરાડીરાગમાં અને રૂપકતાલમાં ગવાયછે

मंजुतरकुंजतलकेलिसदने ॥ प्रविशराधेमाधवसमीपमिहविलसरतिरभसहसितवदने ॥१॥ नवभवदशोकदलशयनसारे ॥ प्रविशराधेमाधवसमीपमिहविलसकुचकलशतरलहारे ॥२॥ कुसुमचयरचितशुचिवासगेहे ॥ प्रविशराधेमाधवसमीपमिहविलसकुसुमसुकुमारदेहे ॥३॥ चलमलयवनपवनसुरभिशीते ॥ प्रविशराधेमाधवसमीपमिहविलसरसवलितललितगीते ॥४॥ विततबहुवल्लिनवपल्लवघने ॥ प्रविशराधेमाधवसमीपमिहविलससुचिरमलसपीनजघने ॥५॥ मधुमुदितमधुपकुलकलितरावे ॥ प्रविशराधेमाधवसमीपमिहविलसमदनरससरसभावे ॥६॥ मधुरतरपिकनिकरनिनदमुखरे ॥ प्रविशराधेमाधवसमीपमिहविलसदशनरुचिरुचिरशिखरे ॥७॥ विहितपद्मावतीसुखसमाजे ॥ कुरुमुरारेमंगलशतानिमणति जयदेवकविराजराजे ॥८॥

હે રાધાજી શ્રી માધવની સમીપ આ કુંજગ્રહમાં પ્રવેશ કરો પ્રવેશ કરીને રતીના વેગે કરીને હસતા મુખ વાળિ હે સખી અતી મનોહર કુંજ રૂપી કેલી ગૃહમાં વિલાસ કરો ॥ ૧ ॥ જેના કુચ રૂપી કલશ ઊપર હાર ચલાયમાન થઇ રહયો છે એવાં હે સખિ જેમાં નવાં ઊત્પન્ન થતાં આસો પાલવનાં પત્રની શ્રેષ્ઠ એવી શય્યા રચેલી છે એવા કેલી ગૃહમાં વિલાસ કરો ॥ ૨ ॥ જેનો પુષ્પ કરતાં પણ સકુમાર દેહછે એવાં હે રાધાજી જે નીકુંજમાં પુષ્પના સમૂ-

(૧) આનુ લક્ષણ સર્ગ ૫ અષ્ટપદી ૧ પ્રમાણે જોવું.

હેકરીને શૃંગારને રહેવા સારૂં ઘરની રચના કરીછે એવા કેલીગૃહમાં વિલાસ કરો ॥ ૩ ॥ રતિરસમાં યોગ્ય એવું સુંદર જેનું ગીત છે એવાં હે સખિ મંદ મંદ ગતી કરતા એવા મલયાચલના વનના પવનેકરીને સુગંધ યુક્ત અને શીતલ એવા કેલીગૃહમાં વિલાસ કરો ॥ ૪ ॥ આલસવાળા અને પુષ્ટ જેના જઘન સ્થળ છે એવાં હે સખિ વિસ્તાર પામેલી ઘણી વેલનાં નવીન પલ્લવે કરીને ઘટાવાળા કેલીગૃહમાં સારી વાર સુધિ વિલાસ કરો ॥ ૫ ॥ જેને શૃંગાર રસનું સારસ્ય છે એવાં હે સખિ, [૧]મધુએંકરીને [૨]મુદિત થયેલા ભમરાઓના સમૂહોનો જેમાં શબ્દ થઈરહ્યોછે એવા કેલીગૃહમાં વિલાસ કરો ॥ ૬ ॥ જેના દાંતનો પ્રકાશ [૩]શિખરમાણિક્યના સરખો છે એવાં હે સખિ. અતિશય મધુર એવા કોયલના શબ્દોએ કરીને શબ્દાયમાન એવા કેલીગૃહમાં વિલાસ કરો ॥ ૭ ॥ જેણે શ્રી રાધાજીના સુખનો સમૂહ વર્ણવેલો છે એવા કવિરાજના પણ રાજા શ્રીજયદેવ કવિ જે આ અષ્ટપદી ભણે છે. તો શ્રી મુરારિ એને વિષે અનેક મંગળ કરો ॥ ૮ ॥

હવે સખીને પ્રસન્ન જાણીને આશ્ચર્યેકરીને નર્મ વાક્ય કહેછે.

**त्वांचित्तेनचिरंवहन्नयमतिश्रांतोभृशंतापितःकंदर्पेणचपातुमिच्छातिसुधासंबाधबिंबाधरं ॥ अस्यांकंतदलंकुरुक्षणमिहभ्रूक्षेपलक्ष्मीलवक्रीतेदासइवोपसेवितपदांभोजेकुतःसंभ्रमः ॥ ७ ॥**

અર્થ—હે સખિ, તમને ઘણીવારસુધી ચિતેંકરીને ધારણ કરતા એવા અને તેનેલીધે અત્યંત થાકી ગયેલા તથા કામદેવે અત્યંત સંતાપેલા એવા આ શ્રીકૃષ્ણ ઘણા તૃષાવાન થયા છે જેથી અમૃત સરખા તમારા બિંબાધરનું પાન કરવાની ઇચ્છા કરે છે. માટેં એક ક્ષણ માત્ર સુધિ આના અંકને શોભાયુક્ત કરો ( જેનો અભિપ્રાય મેં નથી જાણેલો તેના અંકમાં બેસવા માટે મારૂં મન સંકોચાયછે) એમ જો તમે કહેતાં હોતો, હે સખિ ભ્રકુટીચાલનરૂપી થોડા દ્રવ્યે કરીને વેચાતા લિધેલા દાસ સરખા અને જેણે ચરણ કમલની સેવા કરી છે એવા આ પુરૂષનેવિષે સંકોચ શું કરવો ॥ ૭ ॥ એવિ રીતે સખીનાં વચન સાંભળીને જેનું ચિત હર્ષિત થયેલું છે. એવા રાધાજીએ કુંજગૃહમાં પ્રવેશ કર્યો ॥ તે કહે છે ॥

---

(૧) પુષ્પનો રસ. (૨) હર્ષિત. (૩) એ જાતનાં માણિક્ય. તેનું લક્ષણ-( पक्वदाडिमबीजाभंमाणिक्यंशिखरंविदुः ) અર્થ—પાકેલા દાડિમના બીજ સરખી જેની કાંતિ છે તેને શિખરમાણિક્ય કહે છે.

सासभराध्वससाध्वसानंदा गोविंदे लोललोचना ॥ सिंजानमंजुमंजीरं प्रविवेशनिवेशनं ॥८॥

અર્થ—શ્રી ગોવિંદને વિષે જેનાં ચપલ નેત્ર છે એવાં શ્રીરાધાજી ભય સહિત અને આનંદ સહિત જેમ હોય એવી રીતે તથા પગના નૂપુર જેમાં શબ્દાયમાન થઇ રહ્યા છે એવિ રીતે [1]નિવેશ ગૃહમાં પ્રવેશ કરવા લાગ્યાં ॥ ૮ ॥ આવી રીતે શ્રીરાધાજીનો કુંજ ગૃહમાં પ્રવેશ કરીને હવે શ્રીકૃષ્ણને તેના દર્શનથી થએલા વિકારનું વર્ણન કરે છે ॥

## ॥ अष्टपदी ॥

वराडिरागे रूपकताले च गीयते

વરાડી રાગમાં અને રૂપકતાલમાં ગવાય છે.

राधावदनविलोकनविकसितविविधविकारविभंगं ॥ जलनिधिमिवविधुमंडलदर्शनतरलिततुंगतरंगं ॥ १ ॥ हरिमेकरसंचिरमभिलषितविलासंसाददर्शगुरुहर्षवशंवदवदनमनंगविकासं ध्रु० हारममलतरतारमुरसिदधतंपरिलंब्यविदूरं ॥ स्फुटतरफेनकदंबकरंबितमिवयमुनाजलपूरं ॥२॥ श्यामलमृदुलकलेवरमंडलमधिगतगौरदुकूलं ॥ नीलनलिनमिवपीतपरागपटलभरवलयितमूलं ॥३॥ तरलदपांगचलचलनमनोहरवदनजनितरतिरागं ॥ स्फुटकमलोदरखेलितखंजनयुगमिवशरदितडागं ॥४॥ वदनकमलपरिशीलनमिलितमिहिरसमकुंडलशोभं ॥ स्मितरुचिरुचिरसमुल्लसिताधरपल्लवकृतरतिलोभं ॥५॥ शशिकिरणच्छुरितोदरजलधरसुंदरसकुसुमकेशं ॥ तिमिरोदितविधुमंडलनिर्मलमलयजतिलकनिवेशं॥६ विपुलपुलकभरदंतुरितंरतिकेलिकलाभिरधीरं ॥ मणिगणकिरणसमूहसमुज्वलभूषणसुभगशरीरं ॥७॥ श्रीजयदेवभणितविभवद्विगुणीकृतभूषणभारं ॥ प्रणमतहृदिविनिधायहरिंसुचिरंसुकृतोदयसारं ॥८॥

---

(૧) કુંજગૃહ (કેલીગૃહ.)

અર્થ—જેને એક શ્રીરાધાજી રૂપી આલંબનમાંજ રસ રહેલોછે અને જેણે ઘણા દિવસ થયા તેનીસાથે વિલાસ કરવાની ઇચ્છા રાખેલીછે અને શ્રીરાધાજીને પ્રસન્ન જોઇને જેનું મુખ ઘણા હર્ષને વશ થયેલું છે અને જેને અનંગનો વિકાર થયેલો છે એવા શ્રીહરિને રાધાજીએ જોયા ॥ ધ્રુ૦ ॥ શ્રીરાધાજીનું મુખ જોવાથી જેને અનેક પ્રકારના વિકારના તરંગ પ્રકાશમાન થયા છે તે. જેમ ચંદ્ર મંડળનાં દર્શનેકરીને ચપલ અને મોટા તરંગયુક્ત સમુદ્ર શોભતો હોય તેમ શોભેછે ॥ ૧ ॥ જેણે ઉરસ્થળને વિષે લાંબો અને ઝુલતો અતિ નિર્મળ મોતીનો હાર ધારણ કરેલો છે તે ફરતા અતિ સ્ફુટ ફીણના સમુહોએંયુક્ત યમુનાજીના જલનો પૂર હોય નહિ શું એવો શોભે છે ॥ ૨ ॥ જેનું [1]શરીરમંડળ શ્યામ અને કોમળ છે. અને તેઉપર જેણે પીળું વસ્ત્ર ધારણ કરેલું છે તે પીળા [2]પરાગના ઘણા સમૂહેકરીને વિંટાયેલા મૂળવાળું શ્યામ કમળ હોય નહિં શું એવું શોભેછે ॥ ૩ ॥ ચપલ દૃષ્ટિના ચંચળપણાએ કરીને મનોહર એવા મુખ રૂપી કમલેંકરીને જેણે રતિરંગ ઉત્પન્ન કરેલ છે તે. ઉઘડેલા કમળના મધ્ય ભાગમાં ખંજન પક્ષીનો જોડો રમતો હોય એવું શરદૃરૂતુમાં તલાવ શોભતું હોય નહિં શું એવા શોભે છે ॥ ૪ ॥ મુખરૂપી કમળનો પ્રકાશ કરવા સારૂં મળેલા બે તરફ બે સૂર્ય સરખાં બે કુંડળ જેને શોભેછે ॥ સ્મિતના પ્રકાશરૂપી પુષ્પેંકરીને શોભાયમાન એવા અધર પલ્લવ તેણેકરીને જેણે રતીનો લોભ ઉત્પન્ન કરાવેલ છે ॥ ૫ ॥ ચંદ્રમાના કીરણોએંકરીને વ્યાપ્ત એવા મેઘસરખા શ્વેત પુષ્પથી ગુંથેલા જેના કેશ છે ॥ અંધારામાં ઉગેલા ચંદ્રમંડળસરખું જેણે નિર્મળ મલય ચંદનનું તિલક કરેલું છે ॥ ૬ ॥ ઘણી પુલકાવળીના ભારેકરીને જે દંતુરિત શરીરવાળા થયા છે અને એથીજ રતિક્રીડાની કળાએકરીને જે અધીર થયેલા છે ॥ અને મણીઓના કિરણોના સમૂહેકરીને ઉજ્વલ એવાં આભૂષણોથી જેનું સુંદર શરીર શોભી રહ્યું છે એવા શ્રીહરીને રાધાજીએ જોયા ॥ ૭ ॥ શ્રીજયદેવ કવિની અલંકારવાળી વાણીના વૈભવેકરીને જેમાં આભૂષણની શોભા બમણી થયેલીછે એવા અને સુકૃત કર્મના ઉદયના સારરૂપી એવા શ્રી હરિને ઘણીવાર સુધિ હૃદયમાં ધારણ કરીને પ્રણામ કરો ॥ ૮ ॥

એવી રીતે શ્રીકૃષ્ણને રાધાજીના દર્શનથી થયેલા આનંદ અને વિકારનું વર્ણન કરીને હવે શ્રીરાધાજીને શ્રી કૃષ્ણના દર્શનથી થયેલા આનંદ અને વિકારનું વર્ણન કરેછે ॥

---

(૧) જ્યાં જેવાં જોઇએ ત્યાં તેવાં અવયવનો સન્નિવેશ. (૨) પુષ્પરજ.

अतिक्रम्यापागंश्रवणपथपर्यंतगमनप्रयासेनैवाक्ष्णोस्तरलतर तारंपतितयोः ॥ तदानींराधायाःप्रियतमसमालोकसमयेप्रयातःस्वेदांभःप्रसरइवहर्षाश्रुनिकरः ॥९॥

**અર્થ**—પોતાના પ્રિયતમને જોયા તે વખતે શ્રી રાધાજીને હર્ષના અશ્રુનો સમૂહ પડ્યો (ત્યાં ઊત્પ્રેક્ષા કરેછે કે) નેત્રના છેડાની હદનું ઉલ્લંઘન કરીને શ્રવણના રસ્તાસુધિ જાવાના પ્રયાસેકરીને જેમાં કીકીઓ અતિચપળ થઇ ગઇ હોય એવી રીતે શ્રીકૃષ્ણઉપર પડેલી દૃષ્ટીનો પસીનો પડયો હોય નહિ શું એવો દેખાયછે (જેમ કોઇ એક માણસ હદ છોડીને વધારે દોડવાથી પડી જાય અને પછી શરમને લીધે ચપલ દૃષ્ટીથી ચોતરફ જોવા લાગે અને શરીરમાંથી પસીનો છુટે તેમ) ॥ ૯ ॥ એવિ રીતે શય્યાની નજીક ગયેલાં શ્રીરાધાજીની પ્રિયનાં દર્શનના આવેશેંકરીને જે લજ્જા જતીરહિતે કહેછે ॥

भजंत्यास्तल्पांतंकृतकपटकंडूतिपिहितस्मितंयातेगेहाद्बहिरवहितालीपरिजने ॥ प्रियास्यंपश्यंत्यास्मरशरसमाकूतसुभगंसलज्जालज्जापिव्यगमदतिदूरंमृगदृशः ॥१०॥

**અર્થ**—ખંજોલવાના મિશેકરીને હસવું છુપાવતાં હોય એવી રીતે તેના સુખના અનુકુળપણાનેવિષે સાવધાન રહેલાં સખી, દાસી વિગેરે સર્વે પરીજન જ્યારે લતાગૃહથી બાહેર જતાં રહ્યાં ત્યારે શય્યાની નજીક આવેલાં એવાં અને કામદેવના બાણથી ઉત્પન્ન થયેલાં હાસ્યકટાક્ષાદિએ કરીને સુંદર જેમ હોય એવી રીતે પ્રિયનું મુખ જોતાં એવાં અને મૃગના સરખાં જેનાં નેત્ર છે એવાં શ્રીરાધાજીની જે લજ્જા હતી તે પણ શરમાઇને ઘણી દૂર જતી રહિ ॥ ૧૦ ॥ હવે શ્રીકૃષ્ણના ભુજદંડનું કવિ વર્ણન કરે છે ॥

जयश्रीविन्यासैर्महितइवमंदारकुसुमैःस्वयंसिंदूरेणद्विपयुधिमुदामुद्रितइव ॥ भुजापीडक्रीडाहतकुवलयापीडकरिणःप्रकीर्णास्रग्बिंदुर्जयतिभुजदंडोमुरजितः ॥११॥

**અર્થ**—યુદ્ધની ક્રીડાએકરીને મરાણેલ કુવલયાપીડ હાથીથી ઉડેલા અને ચોટેલા લોહીના બીંદુ વાળો શ્રીમુરારીનો ભુજદંડ તે જયશ્રીએ ચડાવેલા મંદારના પુષ્પોએ કરીને પૂજીત હોય નહિશું. અને હાથીની સાથે યુદ્ધ કરવામાં ઉત્સાહ યુક્ત થઇને પોતાની મેળે જયની પ્રસિદ્ધિ કરવા સારૂં સિંદુરે કરીને મુદ્રિત થયો હોય નહિશુ એવો જય પામે છે ॥ ૧૧ ॥

इतिश्रीगीतगोविंदेमहाकाव्येसानंदगोविंदोनामएकादशःसर्गः ॥११॥

પછી પ્રેમના ઉલ્લાસનો જેમાં આવેશ આવેલોછે એવાં રાધાજીને જોઇને પોતાના આત્માને કૃતાર્થ માનતા એવા શ્રીકૃષ્ણ દીનતા પૂર્વક પોતાની પ્રિયાને કહેછે ॥

**गतवतिसखिवृंदेमंदत्रपाभरनिर्भरस्मरशरवशाकूतस्फतिस्मित स्नपिताधरां ॥ सरभसमनसंदृष्ट्वाहृष्ट्वामुहुर्नवपल्लवप्रसरशयनेनिक्षिप्ताक्षीमुवाचहरिःप्रियां ॥१॥**

અર્થ—જ્યારે સખિઓનો સમૂહ લતાગૃહથી બાહેર ગયો ત્યારે જેને શરમનો ભાર ઓછો થયોછે. તથા ઘણું કામદેવનાં બાણને વશ જેનો અભિપ્રાયછે. અને તેથી વૃદ્ધિ પામેલા સ્મિતે કરીને જેનો અધર નાહિરલો છે. જેનું મન રસવાળું છે અને નવિન પલ્લવની શય્યામાં જેણે વારંવાર દૃષ્ટિ નાખેલીછે. એવિ પોતાની પ્રિયાને જોઇને હર્ષિત થઇને શ્રીહરિ કહે છે ॥ ૧ ॥

## ॥ अष्टपदी ॥

विभासरागे एकतालीताले च गीयते

૧ વિભાસ રાગમાં અને એકતાલીતાલમાં ગવાય છે.

**किसलयशयनतलेकुरुकामिनिचरणकमलविनिवेशं ॥ तवपदपल्लववैरिपराभवमिदमनुभवतुसुवेशं ॥१॥ क्षणमधुनानारायणमनुगतमनुभजराधिके ॥ध्रु०॥ करकमलेनकरोमिचरणमहमागमितासिविदूरं ॥ क्षणमुपकुरुशयनोपरिभामिनिनूपुरमनुगतशूरं ॥२॥ वदनसुधानिधिगालितममृतमिवरचयवचनमनुकूलं ॥ विरहमिवापनयामिपयोधररोधकमुरासिदुकूलं ॥३॥ प्रियपरिरंभणरभसवलित**

---

(૧) વિભાસ રાગનું લક્ષણ ॥ **श्लो० स्वच्छंदसंमानितपुष्पचापःप्रियाधरास्वाद्यसुधाभितृप्तः ॥ पर्यंकमध्यास्यकलोपवेशोभासोविपूर्वःकिलहेमरंगैः ॥१॥** અર્થ—સ્વતંત્રતાથી જેણે કામદેવને માન આપેલું છે. અને સ્વાદ લેવાલાયક પ્રિયાના અધર રૂપી અમૃતે કરીને જે તૃપ્ત થયેલો છે. અને જે આસન દબાવીને બેઠેલોછે અને સુવર્ણ સરખો ગૌર જેનો વર્ણ છે એવો વિભાસ નામનો રાગ છે.)

भिनवपुलकितमन्यदुरावं ॥ मदुरासिकुचकलशंविनिवेशयशोषयमनसिजतापं॥४॥अधरसुधारसमुपनयभामिनिजीवयमृतमिवदासं ॥ त्वयिविनिहितमनसंविरहानलदग्धवपुषमविलासं ॥५॥ शशिमुखिमुखरयमणिरशनागुणमनुगुणकंठनिनादं ॥ श्रुतियुगलेपिकरुतिविकलेममशमयचिरादवसादं ॥६॥ मामतिविफलरुषाविकलीकृतमवलोकितुमधुनेदं ॥ मीलतिलज्जितमिवनयनंतवविरमविसृजरतिखेदं ॥७॥ श्रीजयदेवभणितामिदमनुपदानिगादितमधुरिपुमोदं ॥ जनयतुरसिकजनेषुमनोरमरतिरसभावविनोदं ॥८॥

અર્થ—હે રાધાજી સર્વે નારિઓના સમૂહને આશ્રયરૂપી નારાયણ એવો હું તે તુંને અનુસરેલો છું. માટે હવે ક્ષણમાત્ર તું મને ભજ ॥ ધ્રુ. ॥ હે કામિનિ નવિન પલ્લવના [1]શયનતલને વિષે તારા ચરણકમળનો નિવેશ કર ॥ સુંદર શોભાવાળું આ નવિન પલ્લવનું શયન તારા ચરણ પલ્લવનું [2]પ્રતિસ્પર્દ્ધિ છે. માટે તારૂ ચરણ પલ્લવ તેના ઉપર મુકવાથી તે પોતાના પરાભવનો ભલે અનુભવ કરે ॥ ૧ ॥ હે પ્રિયે મારા કરકમલે કરીને તુંને અનુકુળ પડે એવી રીતે તારાચરણ કમળનું [3]સંવાહનકરૂં. કારણકે તું ઘણે દૂરથી આંહિં લૈયાવાણીછો જેથી થાકી રહી હઇશ. ॥ જેમ નૂપુરતારા ચરણને વળગવામાં નિપુણ છે તેમજ હું પણ છોં માટે હે ભામિનિ ક્ષણમાત્ર આ શય્યા ઉપર નૂપુરની સાથે મને ઉપકાર કર ॥ ૨ ॥ મુખરૂપી ચંદ્રમંડળમાંથી નિકસેલા અમૃત તુલ્ય અને મુને અનુકુળ એવા વચનોની [4]રચના કર વિરહનિ માફક પયોધરનો રોધ કરનારૂં ઉરસ્થળ ઉપર રહેલું આ વસ્ત્ર તેને હું દૂર કરૂં? ॥ ૩ ॥ પ્રિયને આલિંગન કરવાના વેગેં કરીને ચલાયમાન થયાં હોય નહિશું. એમ રોમાંચિત થયેલા અને અન્યને તો દુઃખેકરીને પણ અપ્રાપ્ય. એવા કુચકલશને મારા હૃદય ઉપર મુક. અને તેણે કરીને કામદેવના તાપનો શોષ કર ॥ ૪ ॥ હે ભામિનિ, જેણે તારે વિષે મન રાખેલું છે જેનું શરીર વિરહાનલે કરીને દગ્ધ થઇ ગયેલું છે, જેને વિલાસ નથી મળ્યો અને જે મૃત તુલ્ય થઇ ગયો છે. એવા આ દાસને તારા અધરામૃતનો રસ આપીને જીવતો કર ॥ ૫ ॥ હે શશિમુખિ, જેની સાથે તારા કંઠનો નાદ મળી જાયછે એવિ આ કટીમેખલાને શબ્દાયમાન કર અને તે શબ્દે કરીને કોયલના શબ્દ સાંભળવાથી વિકલ થઇ ગયેલા મારા કાનમાં ઘણાં દિવસનો ખેદ છે તેનું શમનકર ॥ ૬ ॥

(૧) શય્યા. (૨) શત્રુ, (૩) દાબવું. (૪) બોલ.

કારણ વિનાના કોપેં કરીને અતિ આકુળ એવાં આ તારાં નેત્ર હવે મુને જો-વાથી શરમાતાં હોય નહિ શું એમ વિંચાઈ જાયછે માટે રોષથી વિરામ પામ અને રતિને વિષે ખેદનો ત્યાગ કર ॥ ૭ ॥ જેમાં પદે પદે શ્રીમધુરિપુનો હર્ષ કહેલો છે એવું શ્રી જયદેવ કવિનું ભણવું. તે રસિક જનને વિષે મનોરમ એવા રતિ રસના ભાવેં કરીને વિનોદને ઉત્પન્ન કરો ॥ ૮ ॥ એવિ રીતે ક્રીડામાં મદદ કરનારી સામગ્રીનું નિરૂપણ કરીને હવે ૧ઉપક્રમમાં કહેલી એકાંતની ક્રીડાના વર્ણનનો આરંભ કરે છે ॥

**प्रत्यूहःपुलकांकुरेणनिबिडाश्लेषेनिमेषेणचक्रीडाकूतविलोकनेऽधरसुधापानेकथानर्मभिः ॥ आनंदाधिगमेनमन्मथकलायुद्धेपियस्मिन्नभूदुद्भूतःसतयोर्बभूवसुरतारंभःप्रियंभावुकः ॥२॥**

અર્થ—સુરતોત્સવમાં શ્રીરાધાકૃષ્ણને પરસ્પર આલિંગન કરવા વખતે પુલકાવળીના અંકુરેકરીને થયેલો વિઘ્ન તથા ક્રીડાનાં આશ્ચર્ય એવા વખતે નિમેષેકરીને થયેલો વિઘ્ન તથા અધર સુધાનાં પાન કરવા વખતે કથા અને નર્મ વાક્યોએ કરીને થયેલો વિઘ્ન તથા કામકળાના યુદ્ધ વખતે અનિર્વચનીય આનંદની પ્રાપ્તીએકરીને થયેલો વિઘ્ન તે પણ જેમાં અન્યો અન્ય પ્રીતિને ઉપજાવનારો થઇ પડયોછે એવો શ્રીરાધાકૃષ્ણનો સુરતારંભ થયો ॥ ૨ ॥ કેવળ વિઘ્નજ પ્રીતિકારક થઇ પડયો એમ નહીં. બંધનાદિક પણ પ્રીતિકારક થઈ પડ્યાંછે તે કહેછે ॥ કામ ક્રીડાની મધ્ય અવસ્થાનું વર્ણન કરેછે ॥

**दोर्भ्यांसंयमितःपयोधरभरेणापीडितःपाणिजैराविद्धोदशनैःक्षताधरपुटः श्रोणीतटेनाहतः ॥ हस्तेनानमितःकचेधरसुधापानेन संमोहितःकांतःकामपितृप्तिमाप्तवहोकामस्यवामागतिः ॥३॥**

અર્થ—રાધાજીએ શ્રીકૃષ્ણને પોતાની બે ભુજાએકરીને બાંધિ લીધેલા છે સ્તનના ભારે કરીને દબાવીને પીડીત કરેલાછે નખેકરીને વિંધેલા છે દાંતે કરીને અધર પુટનેવિષે ક્ષત કરેલાછે શ્રોણીતટેકરીને પ્રહાર કરાયેલા છે હાથે કરીને કેશ પકડીને નમાવેલા છે અને અધરામૃતનું પાન કરાવીને મોહને પમાડેલા છે તો પણ કોક અનિર્વચનીય એવી તૃપ્તીને પામ્યાછે માટે અહો ! કામની ગતિ અલૌકીકછે ॥ ૩ ॥ હવે કામ ક્રીડાની ઉપાંત્યાવસ્થાની સૂચના કરતાં અંત્યાવસ્થાનું વર્ણન કરેછે ॥

**मारांकेरतिकेलिसंकुलरणारंभेतयासाहसप्रायंकांतजयायकिंचि**

(૧) આરંભમાં.

दुपरिभारंभियत्संभ्रमात् ॥ निस्यंदाजघनस्थलीशिथिलितादोर्वे ल्लिरुत्कंपितंवक्षोमीलितमक्षिपौरुषरसःस्त्रीणांकुतःसिध्यति ॥४॥

અર્થ—જેમાં કામદેવનાં ચિન્હો થયેલાંછે એવા રતિક્રીડારૂપી સંકુલ (૧) રણ સંગ્રામના આરંભમાં શ્રીરાધાજીએ પોતાના પતિને જીતવા સારૂ તેના ઉપર જે કાંઇ સાહસમય આરંભ કર્યો તેના સંભ્રમથી જ્યારે થાકી રહ્યાં ત્યારે જઘનસ્થલી જડ થઇ ગઇ. ભુજવલ્લી શિથિલ થઇ ગઇ. વક્ષસ્થળ કંપવા લાગ્યું અને નેત્ર વિંચાઇ ગયાં માટે સ્ત્રીઓને પુરુષનો રસ ક્યાંથી સિદ્ધ થાય ( મતલબકે સ્ત્રીઓ સ્વભાવથીજ અતિ ભીરૂ હોયછે તે પુરૂષની સાથે યુદ્ધ કરીને તેને જીતવાને ચાહે તે ક્યાંથી સિદ્ધ થાય ) ॥ ૪ ॥

ત્યાર પછી બંનેને અન્યોઅન્ય રસનો આવેશ થયો તે વખતે શ્રીકૃષ્ણ શ્રીરાધાજીનો અધર પીયેછે તે કહેછે. ॥

मीलदृष्टिमिलत्कपोलपुलकंशीत्कारधारावशादव्यक्ताकुलकेलिकाकुविलसद्दंतांशुधौताधरं ॥ श्यामोतुंगपयोधरोपरिपरिष्वंगी कुरंगीदृशोहर्षोत्कर्षविमुक्तानिःसहतनोर्धन्योधयत्याननं ॥५॥

અર્થ—કસ્તુરીના લેપેકરીને શ્યામ અને ઉપડતા એવા પયોધર ઉપર જેણે આલિંગન કરેલું છે. અને એથી જે પોતાના આત્માને ધન્ય માનેછે એવા શ્રીકૃષ્ણ તે ઘણો હર્ષ છુટવાથી જેનું શરીર નિઃસહ થઇ ગયું છે એવાં અને (૨) કુરંગી સરખી જેની દૃષ્ટિછે એવાં રાધાજીના મુખનું પાન કરેછે ॥ મુખ કેવું છેકે જેમાં દૃષ્ટિ વિંચાઇ ગઇ છે, કપોળ સાથે કપોળ મળવાથી જેમાં પુલકાવળી થયેલીછે, સીત્કારની અનવચ્છીન્ન ધારાથી જેમાં અવ્યક્ત એવી રતિ કેલીની કાકૂક્તિ થાયછે, અને તેને લીધે પ્રકાશમાન થયેલા દાંતના કીરણોથી જેમાં અધર રંગાઇ ગયોછે એવું ॥ ૫ ॥

હવે સુરતની અંતે ચિન્હોથી શોભતું એવું શ્રીરાધાજીનું શરીર જોઇને તેને વિષે બમણી અભિલાષાવાળા શ્રીકૃષ્ણ થયા તે કહેછે. ॥

तस्याःपाटलपाणिजांकितमुरोनिद्राकषायेदृशौनिर्धौतोधरशोणिमाविलुलितस्रस्तस्रजोमूर्द्धजाः॥कांचीदामदरश्लथांचलमितिप्रातर्निखातैर्दृशोरेभिःकामशरैस्तदद्भुतमभूत्पत्युर्मनःकीलितं ॥७॥

---

(૧) ભેટ ભેટા થઇને એકબીજાને પ્રહાર કરે તેને સંકુલ સંગ્રામ કહેછે.
(૨) મૃગલી.

અર્થ—પાટલ પુષ્પસરખા લાલ નખેકરીને ચિન્હવાળું થયું એવું શ્રીરાધાજીનું ઉરસ્થળ નિદ્રાથી કાંઇક કપાયેલી દૃષ્ટિ ચુંબનાદિએંકરીને ધોવાઇ ગયેલી અધરની લાલી જેમાં પુષ્પની માળા ચોળાઈ ગયેલી છે અને વિ-ખરાઇ ગયેલી છે એવો કેશબંધ જેનો છેડો કાંઈક ઢીલો થઈ ગયો છે એવી કટીમેખલા એ સર્વે પ્રાતઃસમયે જોવાથી દૃષ્ટિમાં ખુતિ ગયેલાં કામદેવનાં બાણેકરીને પતિનું મન ખીલાઇ ગયુંછે એ અતિ આશ્ચર્ય થયું (મતલબ કે ચિન્હ વાળું રાધાજીનું જે જે અંગ સવારે જુવે છે તે તે અંગ તેને બાણુ જેવું દૃષ્ટિમાં ખુતિ જાય છે. અને તેથી મન ખીલાતું જાય છે માટે એજ આશ્ચર્ય છે. જે ખુતેછે કયાંક અને ખીલાય છે કાંઈક) તાત્પર્ય એ છે કે દરેક અંગને જોઇને પણુ તૃપ્તિ નથી પામતા ॥ ૬ ॥ જે મન ખીલી લીધું છે. તેજ ભાવનાએ કરીને પ્રકાશ કરે છે.

**व्यालोलःकेशपाशस्तरलितमलकैःस्वेदलोलौकपोलौदष्टाबिंबाधरश्रीःकुचकलशरुचाहारिताहारयष्टिः॥कांचीकांचिद्गताशांस्तनजघनपदंपाणिनाच्छाद्यसद्यःपश्यंतीसत्रपंमांतदपिविलुलितस्रग्धरेयंधिनोति ॥८॥**

અર્થ-જેનો [૧]કેશપાશ તથા કેશ વિખરાઇ ગયાછે. જેના કપોલ પસીના-થી ચપળ થઇ રહ્યાછે. જેના બીંબસરખા અધરની શોભા ક્ષત થયેલીછે. જેના કુચ કલશની કાંતિએકરીને તેની પાસે હાર વધી હરાઇ ગઇછે. જેની કટીમે-ખલા કોઇક દિશામાં ખસી ગઇછે. તોપણુ ફકત ચોળાઇ ગયેલી માળાને ધારણુ કરનારી અને [૨]એકકાળાવચ્છિન હાથે કરીને સ્તન જઘનનાં ચિન્હોને ઢાંકીને શરમસહિત જેમ હોય એવી રીતે મુંને જોતી. એવી આ રાધાજી મુંને પ્રીતિ ઉત્પન્ન કરાવેછે. ॥ ૬ ॥ એવિ રીતે પ્રિય પોતાને જુવે છે તેથી કરીને ઉન્મત્ત થયેલાં શ્રી રાધાજીનું હવે સ્વાધીન પતિકાપણાનું વર્ણુન કરશે તે કહેછે. ॥

**इतिमनसानिगदंतंसुरतांतनितांतखिन्नांगी ॥ राधाजगादसादरमिदमानंदेनगोविंदं ॥८॥**

---

(૧) વેણી. (૨) એક વખતે.

અર્થ—એવી રીતે પોતાના મનથી અંતરમાં કહેતા એવા શ્રીગોવિંદને સુરતાંતને વિષે અતિખેદને પામેલાં એવાં શ્રી રાધાજી આદર સહીત આનંદે કરીને આ પ્રકારે કહેછે. ॥ ૮ ॥

अथकांतंरतिश्रांतमपिमंडनकांक्षया ॥ जगादमाधवंराधामुग्धा स्वाधीनभर्तृका ॥९॥

અર્થ—રતીથી શ્રાંત થયેલાછે તોપણ પોતાના પતિ એવા શ્રી માધવને સ્વાધીન પતિકા અને મુગ્ધા એવાં શ્રીરાધાજી આભુષણ પહેરવાની આકાંક્ષાએ કરીને કહેછે. ॥ ૯ ॥.શું કહ્યું તે કહેછે. ॥

## ॥ अष्टपदी ॥

रामकिरिरागेण गीयते.

૨ રામકિરિ.રાગેકરીને ગવાયછે.

कुरुयदुनंदनचंदनशिशिरतरेणकरेणपयोधरे ॥मृगमदपत्रकमत्र मनोभवमंगलकलशसहोदरे ॥१॥ निजगादसायदुनंदने ॥क्रीडति हृदयानंदने ॥ ध्रु० ॥ अलिकुलगंजनसंजनकंरतिनायकसायकमोचने ॥ त्वदधरचुंबनलंबितकज्जलमुज्वलयप्रियलोचने ॥२॥नयन कुरंगतरंगविकासनिवासकरश्रुतिमंडले ॥ मनसिजपाशविलास धरेशुभवेशनिवेशयकुंडले ॥३॥ भ्रमरचयंरचयंतमुपरिसुचिरंरुचिरंममसन्मुखे ॥ जितकमलेविमलेपरिकर्मयनर्मजनकमलकंमुखे ॥४॥ मृगमदरसवलितंललितंकुरुतिलकमलिकरजनीकरे ॥ विहसकलंककलंकमलाननविश्रमितश्रमशीकरे ॥५॥ ममरुचिरेचिकु

---

૧ સ્વાધીન પતીકાનું લક્ષણ स्वायत्तासन्नदपिताभवत्स्वाधीनभर्तृका॥ અર્થ ॥ જેનો પતિ પોતાને આધિન અને પોતાની નજીકજ રહેછેતે સ્વાધીન પતિકા કહેવાય છે. (૨) એરાગનું લક્ષણ સર્ગ ૧ માં અષ્ટપદી ૪માં કહ્યુંછે.

रेकुरुमानदमनसिजध्वजचामरे ॥ रतिगलितेललितेकुसुमानिशी खंडिशिखंडकडामरे ॥६॥सरसघनेजघनेममशंबरदारणवारणकंद रे ॥ मणिरसनावसनाभरणानिशुभाशयवासयसुंदरे ॥७॥ श्रीज यदेववचसिजयदेसदयंहृदयंकुरुमंडने॥हरिचरणस्मरणामृतकृतक लिकलुषज्वरखंडने ॥८॥

અર્થ—હૃદયને આનંદ પમાડનારા શ્રીયદુનંદન જ્યારે ફરીથી ક્રીડા ક- રવાની અભિલાષા કરેછે ત્યારે શ્રીરાધાજી કહેછે. ॥ ધ્રુ૦॥ હે યદુનંદન, ચંદનસ- રખા અતી શીતળ તમારા કરપલ્લવેકરીને કામદેવના મંગળ કળશસરખા આ મારા પયોધરઉપર કસ્તુરીનાં પત્ર ભંગ કરો. ॥ ૧ ॥ હે પ્રિયતમ કામદેવના બાણને મુકનારાં મારાં લોચનમાં શામતાએકરીને ભમરાના કુળને ગંજવનારૂં કાજળ તમારા અધરે કરેલા ચુંબને કરીને ફેલાઇ ગયુંછે તેને સાફકરીને પ્રકાશ કરો. ॥ ૨ ॥ શુભ વેશને ધારણ કરનારા હે પ્રિય નેત્રરૂપી મૃગતરંગના વિકાશનો નિવાસ કરનારા અને કામદેવના પાશના વિલાસને ધારણ કરનારા મારા શ્રવણમાં કુંડળ મુકો. ॥ ૩ ॥ કમલની શોભાને જીતનાર નિર્મળ અને શ્રેષ્ઠ એવા મારા મુખકમળ ઉપર ઘણીવાર સુધી ભમરાના સમૂહની રચના કરનારા તથા સખીઓના મધ્યે પરીહાસને ઉત્પન્ન કરાવનારા અને રૂચીર એવા આ કેશ છે. તેને મારા મુખઉપરથી સરખા કરો. ॥ ૪ ॥ જેનું કમળ સરખુ મુખ સ્મિતે કરીને ખીલી રહ્યુંછે એવા હે પ્રિય મારા લલાટરૂપી ચંદ્રનેવિષે શ્રમથી થએલા પસીનાના બિંદુનું નિવારણ કરીને કલંકની ક- લાને હઠાવે એવું સુંદર કસ્તુરીના રસેકરીને તિલક કરો. ॥ ૫ ॥ [1]હે માનદ રતીના વેગેકરીને વિખાઇ ગએલો અને તે વખતે તમે કરેલા આલિંગનેકરીને મનોહર તથા કામદેવના ધ્વજના ચામર સરખો અને મોરપિછના ડામર સરખો સુંદર મારો ચોટલો છે તેમાં પુષ્પ ગુંથો ॥ ૬ ॥ [2]હે શુભાશય શૃંગાર રસવાળાં ઘાટાં અને શંબરાસુરનો નાશ કરનાર કામદેવરૂપી હાથીનાં અં- કુશરૂપી એવાં સુદર મારાં જઘનસ્થળનેવિષે મણિમય કટીમેખલા તથા

(૧) હે માનને આપનારા, (૨) શુભ અંતઃકરણવાળા.

વસ્ત્રાલંકાર વિગેરે પેહરાવો ॥ ૭ ॥ હે ભક્તજનો શ્રીહરિના પદને આપનારા આભૂષણરૂપી અને શ્રીહરિના ચરણ સ્મરણરૂપી અમૃતેકરીને જેણે કલિ યુગસંબંધી પાપરૂપી જ્વરનો નાશ કરેલછે એવાં શ્રીજયદેવ કવિના વચનનેવિષે દયાસહિત જેમ હોય એવી રીતે હૃદય રાખો ॥ ૮ ॥ ઘણા આવેશેકરીને શ્રીરાધાજીએ ફરીથી તેજ પ્રમાણે કહ્યું ॥ તે કહેછે.

**रचयकुचयोःपत्रंचित्रंकुरुष्वकपोलयोर्घटयजघनेकांचीमंचस्रजा कबरीभरं ॥ कलयवलयश्रेणीपाणौपदेकुरुनूपुराविितिनिगदितःप्रीतः पीतांबरोपितथाकरोत् ॥१०॥**

**અર્થ**—હે પ્રિય, મારા કુચઉપર કસ્તુરીનાં પત્ર કરો અને કપોલ ઉપર ચિત્ર કરો. મારા જઘનસ્થળ ઉપર કટીમેખલાની યોજના કરો. મારા ચોટલાનો ભાર પુષ્પની માળાયુક્ત કરો, મારા હાથમાં કંકણની પંક્તિ પેહરાવો અને પગમાં નૂપુર પેહરાવો; એવિરીતે શ્રી રાધાજીએ કહ્યું ત્યારે પીતાંબર એવા શ્રીકૃષ્ણ ઘણાજ પ્રસન્ન થઈને તેજ પ્રમાણે કરવા લાગ્યા. ॥ આથીકરીને શ્રીકૃષ્ણ હમેશાં શ્રી રાધાજીને આધીન છે એ બતાવ્યું ॥ ૧૦ ॥

હવે શ્રીરાધાજીનેવિષે આસક્ત થયેલા એવા શ્રીહરિના વર્ણન પૂર્વક કવિ ભક્તજનોને આશિષ આપેછે.

**त्वामप्राप्यमयिस्वयंवरपरांक्षीरोदतीरोदरेशंकेसुंदरिकालकूटमपिबन्मूढोमृडानीपतिः ॥इत्थंपूर्वकथाभिरन्यमनसोविक्षिप्यवक्षोंचलंराधायाःस्तनकोरकोपरिमिलन्नेत्रोहरिःपातुवः ॥११॥**

**અર્થ**—હે સુંદરી હું એમ શંકા કરૂંછું જે ક્ષીરસાગરના વચ્ચે મારેવિષે સ્વયંવર કરવાને તત્પર થયેલી તુંને ન પામીને મોહિત થયેલા પાર્વતીના પતિ કાળકુટ પી ગયા ॥ એવિરીતે કોઇ દિવસ નહિ સાંભળેલી એવી પુર્વકાળની વાતોએકરીને તેના આશ્ચર્યમાં જેનું ચીત્ત રહેલુંછે એવાં રાધાજીના વક્ષસ્થળનું વસ્ત્ર ખેસવીને તેમાં સ્તનરૂપી કમળની કળીયુંનેવિષે જેનાં નેત્ર મળેલાંછે એવા શ્રી હરિ તમારી રક્ષા કરો ॥ ૧૧ ॥

હવે ગ્રંથના ઉપસંહારમાં સ્વાધીન એવા શ્રી કૃષ્ણની ઉપાસના સર્વથી શ્રેષ્ટછે એવા નિશ્ચયના આવેશેકરીને જેને કરૂણાનો ઉદય થયેલો છે એવા કવિ

તે ભક્તિનેવિષે સંદેહવાળા રસિકજન પ્રત્યે કહેછે.

यद्गांधर्वकलासुकौशलमनुध्यानंचयद्वैष्णवंयच्छृंगारविवेकतत्वमपियत्काव्येषुलीलायितं ॥ तत्सर्वंजयदेवपंडितकवेःकृष्णैकतानात्मनःसानंदाःपरिशोधयंतुसुधियःश्रीगीतगोविंदतः ॥१२॥

અર્થ—હે સુંદર બુદ્ધિવાળા ભક્ત જનો ! જે કાંઇ સંગીતશાસ્ત્રમા કહેલું સ્વર, રાગ, તાલ, ગીત, વિગેરેમાં નિપુણપણું તેમજ સર્વ વ્યાપી શ્રી વિષ્ણુનું જે કાંઇ લીલા વગેરે ચરિત્રનું ધ્યાન તથા તેમાં પણ નાયક નાયિકા વિગેરેના ધર્મોએકરીને યથાર્થ થએલું જે કાંઇ શૃંગારરસના વિવેચનનું તત્વ અને કાવ્યને વિષે પણ જે કાંઈ શબ્દ, અર્થ, અલંકાર, પ્રસંગ, ઇત્યાદિનેવિષે યથાર્થ લીલાનું વર્ણન એ સર્વેનો જો તમારે નિશ્ચય કરવો હોય તો આનંદ સહિત થઇને શ્રીકૃષ્ણને વિષે જેનું એકાગ્ર મનછે એવા શ્રીજયદેવ પંડિત કવિના રચેલા શ્રી ગીતગોવિંદ કાવ્યથી શોધીને નિશ્ચય કરો ॥ ૧૨ ॥

હવે કવિ ગ્રંથ સમાપ્તિના મંગલાત્મક ભક્તજનોને આશિષ આપેછે.

पर्यंकीकृतनागनायकफणाश्रेणीमणीनांगणैःसंक्रांतप्रतिबिंबसंवलनयाबिभ्रद्वपुर्विक्रियां ॥ पादांभोरुहधारिवारिधिसुतामक्ष्णांदिदृक्षुःशतैःकाव्यव्यूहमिवाचरन्नुपचितीभूतोहरिःपातुवः ॥१३॥

અર્થ—શય્યારૂપી કરાણેલ શેષનાગના હજાર ફણાની પંક્તિમાં રહેલા મણીઓમાં પડેલા પોતાના પ્રતિબિંબના પ્રસારેકરીને શરીરની વિકૃતિને ધારણ કરનારા એવા શ્રી હરિ તે પોતાના ચરણકમળને અંકમાં ધારણ કરનારાં લક્ષ્મીજીને હજારો નેત્રેંકરીને જોવાની ઇચ્છા રાખતા હોય નહી શું. એમ ઘણા શરીરોનું વ્યૂહ કરતા એવા અને વૃદ્ધિને પામ્યા એવા શ્રીહરિ તમારી રક્ષા કરો ॥ ૧૩ ॥

હવે કવિ આકાવ્યનો શ્રવણ કીર્તન સ્મરણ અને આનુમોદન રૂપી મહિમા કહેછે. ॥

साध्वीमाध्वीकचिंतानभवतिभवतःशर्करेकर्कशासिद्राक्षेद्रक्ष्यंतिकेत्वाममृतमृतमसिक्षीरनीरंरसस्ते ॥ माकंदक्रंदकांताधरधराणि

**तल्लंगच्छगच्छंतियावद्भावंशृंगारसारस्वत मिहजयदेवस्यविष्वग्व चांसि ॥१४॥**

**અર્થ**—આ લોકમાં જ્યાં સુધી જયદેવ કવિનાં વચન સર્વે જગોએ શૃંગાર રસવાળી વાણીના ભાવને પામેછે ત્યાં સુધી હે માધ્વીક તારી ચિંતા કોઇને સારી થાતી નથી. કારણ કે આ કાવ્ય મધુર છતાં પણ માદક છે માટે ॥ હે સાકર તું મધુર છો પણ માદક નથી અને કઠોર છો ॥ હે દ્રાક્ષા તુંને કોણ જોશે ॥ હે અમૃત તું તો મરી ગયુંછે ॥ તારામાં પણ આ કાવ્યના જેટલો ગુણ નથી ॥ હે ક્ષીર તારો રસ તો પાણી જેવો છે ॥ હે આંબા તું તો રોયાજ કર કરણ કે તારામાં પણ છાલ ગોઠલાનું ત્યાગ કરવાપણું છે ॥ હે સ્ત્રીના અધર તું તો હવે પૃથ્વીતલે (પાતાલમાં) જા તારે તો હવે આંહિ રહેવું યોગ્યજ નથી. કારણ કે તારૂં નામજ અધર છે માટે નીચે રહેવું જોઇએ ॥ શ્રી જયદેવ કવિની મધુર અને ભક્તિભાવવાળી વાણીના રસમાં ડુબી ગયેલા જે રસીક લોકોછે તે તમારો આદર નહિ કરે કારણ કે આ કાવ્યનો રસ સર્વથી ઉત્તમ છે ॥ ૧૪ ॥

હવે કવિ પોતાના માબાપનું સ્મરણપૂર્વક પારાશરમતને જાણનારા ભક્તજનોને આશિષ આપેછે.

**श्रीभोजदेवप्रभवस्यरामादेवीसुतश्रीजयदेवकस्य ॥ पाराशरादिप्रियबंधुकंठेश्रीगीतगोविंदकवित्वमस्तु ॥१५॥**

**અર્થ**— શ્રી ભોજદેવ નામના પોતાનાપિતાથી જેની ઉત્પત્તિ છે એવા અને શ્રી રમાદેવી નામનાં પોતાનાં માતુશ્રીના પુત્ર એવા શ્રીજયદેવ કવિરાજનું રચેલું આ શ્રી ગીતગોવીંદ નામનું કાવ્ય પારાશરાદી મતવાળાઓને પ્રિય એવા અને તેમાં પણ શ્રી રાધામાધવની એકાંત ક્રીડાના જાણવાપણાએકરીને બંધુપણાને પામેલા એવા ભક્તજનોના (અથવા) પારાશરાદી પોતાના પ્રિય બંધુઓના કંઠનેવિષે આ ભૂષણની માફક હમેશાં રહો ॥ ૧૫ ॥

इतिश्रीजयदेवकविराजविरचितेश्रीगीतगोविंदमहाकाव्येसुप्रीतपीतांबरोनामद्वादशःसर्गः ॥१२॥

**॥ समाप्तोयं ग्रंथ ॥**